# મુસ્લિમોને ઈમાનથી દૂર કરવાના કાવત્રા

## ક્ષત્રિય રાજવી સંમેલન અને કાદયાની પ્રચારકોના ધાડા

"તમો આગ (દોઝખ)ના એક ખાડાના કિનારા ઉપર પહોંચી ચૂકયા હતા. પછી અલ્લાહ તઆલાએ તમને તે ખાડામાંથી બચાવી લીધા. એ જ પ્રમાણે અલ્લાહપાક પોતાની દલીલો સાફ અને સ્પષ્ટપણે વર્ણવે છે કે, જેથી તમે લોકો (સીધા) રસ્તા ઉપર કાયમ રહો."

(સૂ. આલે ઈમ્રાન : આયત-૧૦૩)

: સંપાદક :

(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ-૩૯૨ ૦૦૧

# મુસ્લિમોને
# ઈમાનથી દૂર કરવાના કાવત્રા

## ક્ષત્રિય રાજવી સંમેલન અને કાદયાની પ્રચારકોના ધાડા

"તમો આગ (દોઝખ)ના એક ખાડાના કિનારા ઉપર પહોંચી ચૂકયા હતા. પછી અલ્લાહ તઆલાએ તમને તે ખાડામાંથી બચાવી લીધા. એ જ પ્રમાણે અલ્લાહપાક પોતાની દલીલો સાફ અને સ્પષ્ટપણે વર્ણવે છે કે, જેથી તમે લોકો (સીધા) રસ્તા ઉપર કાયમ રહો."

(સૂ. આલે ઈમ્રાન : આયત-૧૦૩)

: સંપાદક :

(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨ ૦૦૧

# અનુક્રમણિકા







# પ્રસ્તાવના

થોડા દિવસો પહેલા (તા.૧-૩-૨૦૧૩) વડોદરા શહેરના લક્ષ્મી વિલાસ પેલેસમાં આઝાદી પછી પ્રથમ વખતે સમસ્ત ગુજરાત રાજપૂત સમાજના ઉપક્રમે ગુજરાતના રાજવીઓનું સંમેલન યોજાયુ હતું. આ પહેલાં પણ ચાર વર્ષ પૂર્વે આ પ્રમાણેની જાહેરાતો દૈનિક પેપરોમાં આવી હતી. અને મારેસલામ ગરાસીયા બિરાદરીના આગેવાનો અને આલિમોથી સંપર્ક કરી તેનો રદિયો આપવામાં આવ્યો હતો.

વડોદરા ખાતે યોજાયેલ સંમેલન વિશે એક મુખ્લિસ હમદર્દ બુઝુર્ગે દૈનિક પેપરોના શિર્ષકો જમા કરી મોકલ્યા છે, જે આ પ્રમાણે છે :

**A દિવ્ય ભાસ્કર દૈનિક તા-૨-૪-2013 પાન નંબર - ૨**

✻ તા.૦૧-૦૪-૨૦૧૩ ના રોજ વડોદરા મુકામે લક્ષ્મી વિલાસ પેલેસમાં આઝાદી પછી પ્રથમ વખતે સમસ્ત ગુજરાત રાજપુત સમાજના ઉપક્રમે ગુજરાતના રાજવીઓનું સંમેલન યોજાયુ હતુ, રાજવી-ઓને સંબોધન કરતા આર. એસ. એસ. (રાષ્ટ્રીય સ્વયં સેવક સંઘ)ના સર સંઘ સંચાલક મોહન ભાગવતે ભારપુર્વક જણાવ્યું હતું કે આજે ધર્મ અને ધરતીના રક્ષણ માટે ક્ષત્રિયોની આવશ્યકતા છે.

* શિરોહીના મહારાજા રઘુવીરસિંહે ક્ષત્રિય સમાજની એકતા પર ભાર મુકી ઇતિહાસને ટાંકી વિખુટા પડેલા ક્ષત્રિય સમાજ વિશે કહ્યું હતું **આપણુ ધર્મ પરિવર્તન થયું છે લોહી પરિવર્તન થયું નથી.**
* રાજવીઓનું બીજુ સંમેલન તા-૨૯ સપ્ટેમ્બર ૨૦૧૩ કેરવાડા જી.ભરૂચ ખાતે યોજવાની જાહેરાત થઇ હતી.
* ૮૧ રાજવીઓ તેમજ તેઓના પ્રતિનિધીઓ હાજર રહયા હતા.
* સંમેલનના પ્રારંભ પુર્વે વડોદરાના મહારાજા સમરજીતસિંહ ગાયકવાડ તથા આર. એસ. એસ.ના વડા મોહન ભાગવત વચ્ચે બેઠક યોજાઇ હતી.
* આર.એસ.એસ.ના વડા મોહન ભાગવતે કટાક્ષ કર્યો હતો કે ઈસ્લામ અને ખ્રિસ્તી ધર્મ માત્ર સામ્રાજયવાદ વધારવાના સાધનો છે.
* રાજવીઓના સંમેલન થકી સ્ટેજ મળ્યું છે મુસ્લિમ રાજપુત રાજવીઓને શામેલ કરાયાનો આનંદ છે. (રાજવી ઈનાયતખાન રાઠોડ-વણોદ)

**B સંદેશ દૈનિક તા-૨-૪-૨૦૧૩ પાન નંબર - ૩ મુજબ**

* સંમેલનમાં-સ્નેહમિલનમાં મોરેસલામ ગરાસિયા સહિતના અન્ય રાજપુત સમાજો ને એક છત્ર હેઠળ લાવવા સહિતના મુદે ચર્ચા થઇ હતી.
* દીપ પ્રાગટય બાદ લક્ષ્મી વિલાસ પેલેસના દરબાર હોલમાંથી આર. એસ. એસ.ના સ્વયં સેવકો તેમજ પત્રકારોને બહાર જતા રહેવાનું કહેવાયું હતુ. અને બાદમાં સાડા ત્રણ વાગ્યા સુધી અત્યંત ગુપ્ત રીતે રાજવીઓનું સ્નેહમિલન યોજાયું હતું.
* વણોદ સ્ટેટના ઈનાયતખાન રાઠોડે સ્વાગત પ્રવચન કર્યુ હતું.
* જયેન્દ્રસિંહ પાકિસ્તાનના ૯૮ લાખ મુસ્લિમ રાજપુતોના વિશે

તેમજ ભારતના એક કરોડ મુસ્લિમ રાજપુતો વિશે વાત કરી હતી.

* કેરવાડાના ઠાકોર સાહેબ મયુરધ્વજસિંહે તા.૨૯ મી સપ્ટેમ્બર ૨૦૧૩ રોજ યોજનાર રાજપુત સંમેલનામાં ઉપસ્થિત રહેવા સૌને આમંત્રણ આપ્યું હતું.

* સંઘ સુપ્રીમો મોહન ભાગવતને સંબોધન કરતા જણાવ્યું હતુ કે ધર્મ શબ્દ આપણો છે. તેના જેવો કોઇ શબ્દ અન્ય ભાષામાં નથી પુજામાં ફેર હોવાથી ભાઇ નથી બદલાતા દેશ નથી બદલાતા ઈસ્લામ અને ઈસાઇયત કેવળ સામ્રાજયવાદને પ્રોત્સાહન આપવાનું સાધન માત્ર છે.

* સંમલેનમાં થયેલી ચર્ચા અંગે રાજવીઓનું અકળ મૌન.

**C ગુજરાત સમાચાર દૈનિક, તા. ૨-૪-૧૩ પાન નં.-૧૬**

* માજી રાજવીઓ દ્વારા રચાયલા હેરિટેજ એસોસીએશન ઓફ ગુજરાતની બેઠક તા. ૨૬-૪-૨૦૧૩ના વડોદરામાં યોજાશે.

* સુરેન્દ્રનગર જીલ્લામાં આવેલ વણોદ સ્ટેટના રાજવી ઈનાયતખાન મલીકે જણાવ્યું હતું કે ૩૦૦-૪૦૦ વર્ષ પુર્વ અનેક હિન્દુ રાજપુત રાજાઓએ મુસ્લિમ ધર્મ સ્વીકાર કર્યો હતો તેવા રાજવીઓને એકમંચ પર લાવવાનું કામ આર. એસ. એસ. જ કરી શકે છે. આર. એસ. એસ. રાજનીતીથી કાલે તેમજ આજે પણ દુર છે.

* મોરેસલામ ગરાસીયાને પરત સમાજમાં લાવવા ઉંડી ચર્ચા દેવગઢ બારીયા સ્ટેટના મહારાજા તેમજ માજી ધારાસભ્ય તુસારસિંહ ચૌહાણે પત્રકારો સાથેની વાતચીત દરમ્યાન જણાવ્યું હતુ કે આજે સંમેલનમાં જે ચર્ચા થઇ તેમાં ખાસ કરીને મોરેસલામ ગરાસીયા કે જેઓ રાજપુત સમાજમાંથી વિખુટા પડેલા છે. તેમને સમાજમાં પરત લાવવા ખાસ ચર્ચા થઇ હતી. આજના સંમેલનથી તેનું પરિણામ આવવું જોઇએ. સંજોગના લીધે ધર્મ

બદલાઈ ગયો છે, પરંતુ તેઓ રાજપુત તો રહયા છે.

**D ગુજરાત સમાચાર દૈનિક તા. ૯-૪-૨013 પાન નં. ૭**

❋ કોચી ખાતે આર.એસ.એસ.ના વડા મોહન ભાગવતે કહયું કે હિન્દુત્વ ધર્મતરણની તરફેણ કરતું નથી ઉલ્ટાનું તે તો ધર્મતરણ કરેલાઓને મૂળ ધર્મ અપનાવવા તરફ વાળવાનો પ્રયાસ કરે છે.

ઉપર મુજબ દૈનિક પેપરોમાંથી મુસ્લિમ સમાજને લગતી માહિતી લીધી છે. મારી સમજમાં આવે છે કે આ રાજપુત સંમેલનનો જાહેર કરેલ આશય કરતા વધારે તો ગુપ્ત આશય ઈરતિદાદ (ધર્મ પરિવર્તન)નો લાગે છે કે પહેલા રાજપુત સમાજની એકતાના નામે મોરેસલામ રાજપુત મુસલમાનેનો ઈસ્લામથી ખારીજ કરવાનો પ્રયત્ન કરવો.

ભૂતકાળમાં ખડાલ શુધ્ધિ સંમેલનના નામે આવો જ પ્રયાસ ખેડા જીલ્લામાં થયો હતો, જે અલ્લાહપાકના ફઝલો કરમ અને ઉલ્માએ દેવબંદ તથા જમીઅતે ઉલ્માએ હિંદના અકાબિરીનની (અલ્લાહ તઆલા સૌની મગફિરત ફરમાવે, અજરે અઝીમથી નવાઝે અને દરજાત બલંદ ફરમાવે) મહેનતથી નિષ્ફળ કર્યો હતો. તે પ્રયત્નમાં અગત્યની દરેક પ્રકારની કામગીરી બીજા બુર્ઝુગોની સાથે ખાસ કરીને શયખુલ ઈસ્લામ હઝરત મવલાના હુસૈનઅહમદ સા. મદની (રહ.), મુજાહિદે મિલ્લત હઝરત મવલાના હિફઝુરહમાન સા. સ્યુહારવી (રહ.), હઝરત મવલાના શમસુદ્દીન સા. બળોદવી (રહ.) અને હઝરત મવલાના બોરસદી (રહ.) વગેરે અગ્રેસર હતા.

અમારા અસ્લાફે કંડારેલા માર્ગે ઉભા થનાર ફિત્નાને સક્રીય થતાં પહેલાં ભરપૂર કોશિષ કરવામાં આવે તો અગણિત મુસ્લિમો સામે ચાલીને આપ સાહેબોની ખિદમતમાં સહકાર આપવા મળી રહેશે, ઈ.અ. ફરીથી કહું છું કે, આપ સાહેબ આ હકીકતથી વાકેફ હશો જ, આ તો મારી દિલની લાગણી-વ્યથા જાહેર કરૂં છું. અલ્લાહ તઆલા આપણા સૌની મદદ કરે.

આર.એસ.એસ.ની આ પ્રમાણેની પ્રવૃત્તિઓ સાથે કાદયાનીઓને પણ તેમણે ગુજરાતમાં છેલ્લા પાંચ વર્ષથી વધુ સક્રિય કરી દીધા છે.

કાદયાની હરકતો અને ઈસ્લામ ઉપર પ્રચાર-પ્રસારના ખોટા આક્ષેપો તથા ઈસ્લામી તઅલીમને ખોટી રીતે ચિતરવાને લઈ અમૂક ભોળા મુસ્લિમો તેમની જાળમાં ફસાય જાય છે. આ વિષયે "**કાદયાની ધર્મની હકીકતો, અકીદા, ઈતિહાસ અને દાવાઓ**" વર્ણન કરતી એક કિતાબ પાંચ વર્ષ પહેલાં પ્રગટ કરી હતી.

આ બુકમાં તેનો પણ થોડો ઉલ્લેખ કર્યો છે. સાથે કાદયાનીની જેમ પરવેઝી ફિત્ના વિશે પણ ટૂંકી માહિતી આપી છે. આ ફિત્નાને જનાબ મવદૂદી સા. (જમાઅતે ઈસ્લામીના સ્થાપક) સાથે ખાસ દુશ્મની હતી. છતાં આજના જમાઅતે ઈસ્લામીના અમૂક જવાબદાર માણસો પરવેઝી ફિત્નાને ગંભીરતાથી નથી લઈ રહ્યા તો મિસ્ટર પરવેઝી અને જનાબ મવદૂદી સા.ના વાદવિવાદ વિશે પણ ઉલ્લેખ કર્યો છે. જેથી જમાઅતે ઈસ્લામીના જવાબદારો આ બાબતે વિચારી કોઈ પગલું ભરે.

આર.એસ.એસ. તરફથી ઈસ્લામ ઉપર સામ્રાજ્યવાદ ફેલાવવાનો તથા ભોળા લોકોને લલચાવી કે મુસ્લિમ બાદશાહો તરફથી જબરદસ્તી મુસલમાન બનાવવાના કિસ્સાઓ રજૂ કરી ઈસ્લામથી વિમુખ કરવાની કોશિશો-ષડયંત્રો ચાલી રહ્યા છે. જ્યારે કે ઈસ્લામનો સબંધ તો દિલથી છે, બળજબરીનો

સવાલ જ ઉપસ્થિત થતો નથી. અને રાજપૂત જેવી બહાદુર કૌમ ફક્ત તલવારના જોરે ઈસ્લામ લાવે એ તો તેમના સ્વમાન વિરૂદ્ધ છે. હા, હિંદુઓના ઈસ્લામ સ્વિકારવામાં બે મહત્વની બાબતોએ ખાસ ભાગ ભજવ્યો છે : (૧) ઈસ્લામની તૌહીદ અને સમાનતાની તઅલીમ. (૨) હિંદુ ધર્મની જાતિ-વર્ણભેદની નિતિ. એટલા જ માટે મેં પુસ્તકમાં તૌહીદની મહત્વતા, તેની અસરો અને ઈસ્લામની સમાનતા અને માનવએકતા, બંધુત્વ-ભાવનાની નિતિના ઐતિહાસિક પરિણામો તથા મહાન વિદ્વાનો તરફથી ઈસ્લામની સમાનતાનો સ્વિકાર કરતા વિધાનો રજૂ કર્યા છે. સાથે આપ (સલ.)ના આગમન સમયે ભારતની ધાર્મિક, રાજકીય અને સામાજિક દુર્દશા તથા વર્તમાન સમસ્યાઓનો પણ ઉલ્લેખ કર્યો છે.

જેથી જે મુસ્લિમોને ઈસ્લામ વિરૂદ્ધ ધર્મ પરિવર્તનની લોભામણી જાહેરાતો કરવામાં આવે છે, તેમને ખબર પડે કે તેમના બાપદાદાઓ (વડવાઓ)એ બહાદુરી, શૌર્યતા હોવા છતાં બાદશાહો (અહમદશાહ અને મહમૂદ બેગડા)ના સમયમાં કેમ ઈસ્લામ સ્વિકાર્યો અને આજે પણ આપણે તેમના છોડેલા ધર્મ ઉપર કેમ બાકી રહેવું જોઈએ. આ બન્નેવ હકારાત્મક (ઈસ્લામી અકીદાઓ) અને નકારાત્મક (ધર્મ પરિવર્તન) બાબતોએ ચિંતન-મનન કરવાની જરૂર છે. સાથે ઈસ્લામી ઈતિહાસમાં જાતિવાદ-જૂથવાદને મહાન ફિત્નો સમજવામાં આવ્યો છે. તેણે મુસ્લિમોને સૌથી વધુ નુકસાન પહોંચાડ્યું છે. શયતાન પોતાની ચતુરતાથી મુસ્લિમોને બાતિલ

તાકતોના હાથા બનાવે છે. એક મુસલમાને આ બાબતને ગંભીરતાથી વિચારી કોઈ પગલુ ભરવુ જોઈએ. બલ્કે જે આર.એસ.એસ.ના નેતાઓ આપણને ધર્મ પરિવર્તનનું આહ્‌વાન કરે છે, તેમને જ આપણે ઈસ્લામની તૌહીદ અને સમાનતાની તઅલીમ વિશે જાણકારી આપી ઈસ્લામ સ્વિકારવાની દઅવત આપવી જોઈએ. આજના વૈજ્ઞાનિક યુગમાં બધા જ ધર્મના લોકો ઈસ્લામી શિક્ષણથી પ્રભાવિત થઈ ઈસ્લામ સ્વિકારી રહ્યા છે. ત્યારે આ ઉલ્ટી ગંગા સમજમાં આવતી નથી. અલ્લાહપાક આપણી તથા આપણી અવલાદના ઈમાનની હિફાઝત ફરમાવે, આમીન.



**ઘણા કૃપાળુ અને દયાળુ અલ્લાહપાકના નામથી શરૂ કરૂં છું, જેમણે માનવ જગતને અપાર સુખ-શાંતિ અર્પિત કરવા હઝરત મુહમ્મદ (સલ.)ને વિશ્વ રહમત બનાવી મોકલ્યા.**

# ઈસ્લામી અકીદા : તૌહીદ, ઈમાન

માનવીના વિચાર-આચરણને સુધારવા માટે સૌ પ્રથમ તેના હૃદય અને મનનો સુધાર થવો જોઈએ અને માનવીના હૃદય તથા ઈરાદા પર જો કોઈનું શાસન (કાબૂ) હોય, તો એ તેનો વિશ્વાસ (અકીદો-માન્યતા) છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ અકાઈદ (વિશ્વાસ)ના પાંચ નિયમો બતાવ્યા : ખુદા તઆલા પર ઈમાન, ફરિશ્તાઓ પર ઈમાન, પયગમ્બરો પર ઈમાન, ખુદાપાકે ઉતારેલી કિતાબો પર ઈમાન તથા માનવીએ કરેલા કાર્યોનો બદલો કે સજાના દિવસ પર ઈમાન.

આ તે પાંચ મૂળભૂત સિદ્ધાંતો છે, જેનું વર્ણન પવિત્ર કુરૂઆનમાં અનેક સ્થાને કરવામાં આવ્યું છે. સૂરએ નિસાઅમાં તેનું વર્ણન આ રીતે કરવામાં આવ્યું છે :

"હે ઈમાનવાળાઓ ! (જરૂરી અકીદાઓ સબંધી સાંભળો કે) અલ્લાહ તઆલા ઉપર અને તેના રસૂલ (મુહમ્મદ સલ.) ઉપર યકીન રાખો તથા જે કિતાબ (કુરૂઆન) પોતાના રસૂલ (મુહમ્મદ સલ.) પર ઉતારી છે, તેના ઉપર તથા જે કિતાબ પ્રથમ (બીજા નબીઓ પર) ઉતારી હતી તેના ઉપર

(પણ યકીન રાખો), અને જે શખ્સ અલ્લાહ તઆલા પર અને તેના ફરિશ્તાઓ તથા તેની કિતાબો પર તેમજ તેના રસૂલો પર અને કિયામતના દિવસ પર યકીન નહીં રાખે, તો તે શખ્સ માર્ગ ભૂલી બહુ દૂર જઈ પડ્યો.''

*(સૂરએ નિસાઅ-૧૩૬)*

પવિત્ર કુર્આન શરીફમાં આ તમામ માન્યતાઓનું વારંવાર વર્ણન કરવામાં આવ્યું છે, ઉપરાંત અન્ય માન્યતાઓ જે અહલે સુન્નત વલ જમાઅતના મતાનુસાર સર્વમાન્ય છે, તેમનું વર્ણન પવિત્ર કુર્આન શરીફ અને હદીષ શરીફમાં જોવા મળે છે. જેમકે ભાગ્ય (તકદીર)ની માન્યતા છે, તેનું વર્ણન પવિત્ર કુર્આન શરીફમાં વિભિન્ન શૈલીમાં કરવામાં આવ્યું છે તથા હદીષ શરીફમાં ખૂબ સ્પષ્ટપણે તેને ઈમાનની શ્રેણીમાં દાખલ કરવામાં આવ્યું છે.

ઉપરોક્ત પૈકી તૌહીદ (એકેશ્વરવાદ)ની માન્યતા, મૃત્યુ પછીના જીવન (આખિરત)ની માન્યતા અને પયગમ્બરોની રિસાલત (ઈશ્વરીય સંદેશવહન)ની માન્યતાનું કુર્આને કરીમમાં અનેક ઠેકાણે વર્ણન કરવામાં આવ્યું છે. આથી જ કુર્આને કરીમને ''કિતાબુત્તૌહીદ'' (એકેશ્વરવાદનું પુસ્તક) પણ કહેવામાં આવે છે. હઝરત મવલાના સૈયદ અબૂલ હસન અલી નદવી (રહ.)એ લખ્યું છે કે, તૌહીદ વિશે કુર્આને પાકમાં એટલું બધું સ્પષ્ટ અને બુદ્ધિગમ્ય વર્ણન છે કે, માણસ કુર્આનનો અભ્યાસ કરીને ગમે તે થઈ શકે છે, પરંતુ મુશ્રિક (અનેક દેવવાદી) કદાપી બની શકતો નથી.

અલ્લાહ તઆલાએ પોતાના ખલીલ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની સબ્ર, અડગતા અને હૃદયની કોમળતાની વિશેષ પ્રસંશા કરી છે.

પરંતુ તૌહીદ બાબતે તેમની તથા તેમના સાથીઓ તેમજ અનુયાયીઓના આચરણ, જિંદગીના ઉસૂલ (સિદ્ધાંતો), મિજાઝ (સ્વભાવ) અને મજાકને આ રીતે બયાન કર્યા છે :

"અલબત્ત, તમારા માટે (આવા પ્રસંગે) ઈબ્રાહીમ (અલૈ.)નો તથા જે (ઈમાનવાળા) તેમની સાથે હતા તેમનો એક ઉમદા (અનુકરણને પાત્ર) નમૂનો હતો. જ્યારે તેમણે પોતાની કૌમને કહ્યું કે, અમે તમારાથી તથા જેઓને તમે અલ્લાહપાકના સિવાય પૂજો છો, તેઓથી નારાજ છીએ અને તમારા (ધર્મ) વિશે ઈન્કાર કર્યો અને અમારી તથા તમારી વચ્ચે દુશ્મની અને વેર સદા માટે જાહેર થઈ ગયું. એટલે સુધી કે તમે એકલા અલ્લાહ તઆલા પર ઈમાન ન લાવો, પરંતુ ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના બાપને માત્ર એટલું જ કહ્યું હતું કે, હું તમારા માટે જરૂર ક્ષમાની દુઆ માંગીશ, પણ અલ્લાહપાકની હુઝૂરમાં તમારા માટે હું કંઈ જ સત્તા ધરાવતો નથી. હે અમારા પરવરદિગાર ! અમે તારા જ ઉપર ભરોસો કર્યો અને તારા જ તરફ રજૂ થયા અને તારા જ તરફ (સૌને) પાછા ફરવાનું છે. *(સૂરએ મુમતહિનહ-૪)*

અકીદાની અગત્યતા અને અલ્લાહપાકની નજીક તથા દૂરીનો માપદંડ તેનાથી વધારે સ્પષ્ટ કયો હોઈ શકે કે, સૂરએ કાફિરૂન મક્કા મુકર્રમામાં જે વખતે ઉતરી, તે વખતના

સંજોગોની માંગ હતી કે વિનમ્રતાથી કામ લેવામાં આવે, ઈબાદત અને અકીદાની બુન્યાદ પર દુશ્મની પેદા ન કરવામાં આવે, અને આ સમસ્યાને ત્યાં સુધી સ્થગિત રાખવામાં આવે, જ્યાં સુધી ઈસ્લામને શક્તિ પ્રાપ્ત ન થઈ જાય અને સામાન્ય રીતે શાંતિ અને સલામતી હોય, પરંતુ કુરૂઆન શરીફ સાફ એલાન કરે છે :

"હે મુહમ્મદ (સલ.) ! આપ ફરમાવી દો કે, હે કાફિરો ! જે (મૂર્તિઓ)ને તમે પૂજો છો, તેને હું નથી પૂજતો. અને ન તમે તે (અલ્લાહ તઆલા)ને પૂજો છો, જેને હું પૂજુ છું. અને ન મારે તે (મૂર્તિઓ)ને પૂજવી છે, જેની તમે પૂજા કરો છો અને ન તમે તે (અલ્લાહપાક)ને પૂજશો, જેને હું પૂજુ છું. તમારા માટે તમારો માર્ગ અને મારા માટે મારો માર્ગ છે." *(સૂરએ કાફિરૂન : ૧ થી ૭)*

હઝરત અબૂ અય્યૂબ અન્સારી (રદી.) કહે છે કે, એક માણસ નબી (સલ.)ની પાસે આવ્યો અને કહ્યું કે, મને એવો અમલ બતાવો કે જેને હું કરૂં તો તે મને જન્નતની નજીક લઈ જાય અને જહન્નમથી દૂર લઈ જાય. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : અલ્લાહપાકની બંદગી કર, તેની સાથે કોઈ વસ્તુને ભાગીદાર ન બનાવ, નમાઝ કાયમ કર, ઝકાત આપ, સગપણનો સબંધ જાળવી રાખ. પછી જ્યારે તે પીઠ ફેરવીને ચાલ્યો ગયો, ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે બાબતોનો તેને હુકમ કરવામાં આવ્યો છે, તેને જો તે બજાવી લાવશે, તો તે જન્નતમાં જશે. *(મુસ્લિમ શરીફ : હદીષ નં.૮)*

હઝરત અબ્બાસ ઈબ્ને અબ્દુલ મુત્તલિબ (રદી.)થી રિવાયત છે કે, તેમણે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું, રસૂલુલ્લાહ (સલ.) ફરમાવતા હતા કે, જે અલ્લાહપાકના પાલનહાર હોવા પર, ઈસ્લામના દીન હોવા પર અને મુહમ્મદ (સલ.)ના રસૂલ હોવા પર રાજી થઈ ગયો, તેણે દીનની મજા ચાખી લીધી. *(મુસ્લિમ શરીફ : હદીષ-૪૪)*

હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, ત્રણ વાતો જે માણસમાં હશે, તેણે ઈમાનની મીઠાશ માણી લીધી. જે માણસ અલ્લાહપાક અને તેના રસૂલ સાથે બીજી દરેક વસ્તુ કરતાં વધારે મુહબ્બત રાખે, કોઈ પણ માનવી સાથે માત્ર અલ્લાહપાકની ખાતર દોસ્તી રાખે, કુફ્રથી છૂટકારો મેળવ્યા પછી ફરી કુફ્ર તરફ પાછા ફરવાને એવું ખરાબ સમજે, જેવી રીતે આગમાં પડવાને ખરાબ સમજે છે. *(મુસ્લિમ શરીફ : હદીષ નં.૫૫)*

હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે માણસમાં ત્રણ વાતો હશે, તેણે ઈમાનની મજા ચાખી લીધી. જે માણસ કોઈની સાથે માત્ર અલ્લાહપાકની ખાતર દોસ્તી રાખે, જે અલ્લાહપાક અને તેના રસૂલ સાથે બીજી કોઈ પણ વસ્તુ કરતાં વધારે મુહબ્બત રાખે, જે કોઈ આગમાં પડવાનું વધારે પસંદ કરે એ વાત કરતાં કે, તે કુફ્ર તરફ પાછો ફરે, જ્યારે કે અલ્લાહપાકે તેને એમાંથી છૂટકારો આપ્યો છે. *(મુસ્લિમ શરીફ : હદીષ-૫૬)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ (રદી.) કહે છે કે, મેં

હુઝૂર (સલ.)ને પૂછ્યું કે, અલ્લાહપાકની નજીક સૌથી મોટો કયો ગુનોહ છે ? હુઝૂરે ફરમાવ્યું કે, તુ અલ્લાહપાકના માટે ભાગીદાર ઠેરવે, જો કે તેણે તને પેદા કર્યો છે. મેં કહ્યું કે, બેશક એ તો મોટો ગુનોહ છે. એના પછી કયો (મોટો ગુનોહ છે) ? હુઝૂરે ફરમાવ્યું કે, તુ તારી ઔલાદને મારી નાંખે, એવા ભયે કે તે તારી સાથે ખાય. મેં પૂછ્યું : પછી કયો ? હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તુ તારા પડોશીની પત્ની સાથે વ્યભિચાર કરે. *(મુસ્લિમ શરીફ : હદીષ નં.૧૧૬)*

હબ્શામાં મુસ્લિમોની હિજરત કર્યા બાદ મક્કાના શત્રુઓ તરફથી રાજાની કાન ભંભેરણી કરવામાં આવી તો હઝરત જઅફર (રદી.) ઉભા થયા અને કહ્યું (સાર-સંક્ષિપ્તમાં) કે, “હે સમ્રાટ ! અમે એક મુદ્દતથી અજ્ઞાન અને ગુમરાહી (પથભ્રષ્ટતા)ના અંધકારમાં ભટકતા હતા. એક અલ્લાહ તઆલાને ભૂલીને સેંકડો મૂર્તિઓની પૂજા કરતા હતા. મૃત ખાતા હતા, વ્યભિચાર, લૂંટફાટ, ચોરી અને એકબીજા પ્રત્યે અત્યાચાર કરવો અમારૂં રાત-દિવસનું કામ હતું. અમારામાંથી દરેક શક્તિશાળી પોતાનાથી કમજોરને ખાઈ જવા ઉપર ગર્વ લેતો હતો. મતલબ એ કે, અમારૂં જીવન પશુઓથી પણ બદતર હતું. અલ્લાહપાકે કૃપા કરી કે તેણે અમારી હાલત બદલી નાખી. અમારામાંથી એક એવા વ્યક્તિએ જન્મ લીધો, જેમને અલ્લાહપાકે પોતાના રસૂલ બનાવ્યા. અમે તેમની વંશાવલી જાણીએ છીએ. તેઓ અતિ સજ્જન છે. અમે તેમની હાલતથી વાકેફ છીએ. તેઓ સાચા, પ્રમાણિક અને નિષ્કલંક

છે. શું મિત્ર કે શું શત્રુ, બધા તેમના સદ્‌ચરિત્ર અને સજ્જનતાનો સ્વીકાર કરે છે. તેમણે અમને ઈસ્લામ તરફ આમંત્રણ આપ્યું અને શીખવાડ્યું કે, અમે મૂર્તિઓને પૂજવાનું છોડી દઈએ. માત્ર એક અલ્લાહપાકને પોતાનો માલિક સ્વીકાર કરીએ. સાચું બોલીએ, લૂંટફાટથી રોકાઈ જઈએ, અનાથોનો માલ ન ખાઈએ. પાડોશીઓને મદદ કરીએ, વ્યભિચાર અને અન્ય ગંદી વાતોથી બચીએ. નમાઝ પઢીએ, રોઝા રાખીએ, અલ્લાહ તઆલાના માર્ગમાં પોતાનું ધન ખર્ચીએ, દીન-દુઃખિયાઓની સહાયતા કરીએ. અમે એમની ઉપર ઈમાન લાવ્યા. અનેકેશ્વરવાદ અને મૂર્તિપૂજાને છોડી દીધી. તમામ ખરાબ કામો ત્યજી દીધા. તેને લઈને અમારી કૌમના લોકો અમારા દુશ્મન બની ગયા અને અમને મજબૂર કરતા રહ્યા કે, અમે પલટીને ફરી તેમના જ ધર્મ ઉપર આવી જઈએ અને આ જ હેતુસર આ લોકો આપથી અમને પરત કરવાની માંગણી કરી રહ્યા છે.''

## માનવજગત ઉપર આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો મહાન ઉપકાર : તૌહીદ

પ્યારા આકા હઝરત મુહમ્મદ (સલ.)નું આ ફાની દુન્યામાં આગમન માનવ જગતને દરેક પ્રકારની અને દરેક ક્ષેત્રે પહોંચતી તકલીફો, મુસીબતો અને પરેશાનીઓથી છૂટકારો આપવા માટે જ હતું. અને એટલા જ માટે કુર્આન શરીફમાં આપ (સલ.)ના વિશેષણો દર્શાવતા ખાસ વિશેષણ (માનવ સમાજને બધા જ બંધનોથી મૂકિત અપાવવા)ને

મહત્વ આપવાની સાથે આપ (સલ.)ને સઘળા જગતો માટે રહમત બનાવી મોકલવાનું એલાન પણ કરવામાં આવ્યું.

રસૂલુલ્લાહ (સલ.)નો સૌથી મોટો ઉપકાર આ છે કે આપે જગતને તૌહીદ(એકેશ્વરવાદ)નો ઉપહાર આપ્યો. એકેશ્વરવાદ એક શ્રધ્ધાવિષયક બાબત છે. એક વિશ્વાસ છે. આનાથી વિશેષ જીવનદાયક વિશ્વાસ દુનિયાને પહેલા કયારેય નહીં મળ્યો હોય અને ભવિષ્યમાં પણ કયારેય નહીં મળશે. આ મનુષ્ય જેણે સાહિત્ય, દર્શનશાસ્ત્ર અને રાજ-નીતિમાં કાઠુ કાઢયુ હતુ. અને અનેક પ્રકારની વૈચારિક તથા ભૌતિક સિધ્ધિ પ્રાપ્ત કરી ચૂકયો હતો, તે માણસ, પોતાનાથી પણ વધારે અસહાય બલકે નિર્જીવ અને કયારેક તો હાથથી બનાવેલ વસ્તુઓ સામે માથું ઝુકાવતો હતો. માત્ર પ્રાકૃતિક અને ભૂતપ્રેત જેવી અગોચર (કહેવાતી) શકિતઓ સમક્ષ જ નહીં, બલ્કે કીડા-મકોડા સમક્ષ પણ માથું ઝુકાવતો હતો. તેની આશા અને નિરાશાનું કેન્દ્ર આવી જ તુચ્છ વસ્તુઓ હતી. પરીણામતઃ તે કાલ્પનિક ભયથી ફફડતો રહેતો. અને માનસિક ગૂંચવણોમાં ફસાયેલો રહેતો. રસૂલુલ્લાહ (સલ.)એ તેને શુધ્ધ એકેશ્વરવાદની શિક્ષા આપી, જેથી તે અલ્લાહ તઆલા સિવાય પ્રત્યેક વ્યક્તિ તથા વસ્તુથી સ્વતંત્ર તથા નિર્ભય બની ગયો. એકેશ્વરવાદની રજૂઆતના કારણે તેનું આખુ વિશ્વ જ બદલાઈ ગયું, તે દરેક પ્રકારની ગુલામી તથા ખેંચતાણથી મુકત થઈ ગયો. તે પોતાને વિશ્વનું સર્વશ્રેષ્ઠ અસ્તિત્વ અને માત્ર અલ્લાહપાકને આધીન વ્યક્તિ સમજવા લાગ્યો. આમ "માનવ ગૌરવ" જેનાથી સમગ્ર માનવજાત

વંચિત થઈ ગઈ હતી, પુનઃ સ્થાપિત થયું.

ઈસ્લામે તૌહીદ(એકેશ્વરવાદ)ની તઅલીમને એટલી તાકાતથી વિવિધ દાખલાઓ, કિસ્સાઓ અને બૌદ્ધિક દલીલો સાથે રજૂ કરી કે અન્ય સમાજમાં પણ તેના પડઘા પડયા. ખ્રિસ્તી સમાજમાં પાછલી શતાબ્દીઓમાં ત્રિદેવવાદ (ખુદાઈ શક્તિને ત્રણમાં વહેંચવા)ને એકેશ્વરવાદના બીબામાં ઢાળવાના જે પ્રયાસ કરવામાં આવ્યા, તે તેનો ઝળહળતો પુરાવો છે. હિંદુ ધર્મના વિદ્વાનો પણ હિંદુધર્મના બહુદેવવાદને ખેંચીતાણીને એકેશ્વરવાદમાં ખપાવવાનો પ્રયાસ કરે જ છે. આ બધું ઈસ્લામી એકેશ્વરવાદના પ્રતાપે જ શકય બન્યું.

આપ (અલયહિસ્સલામ)એ સૌપ્રથમ માનવીને પોતાના સર્જનહારની ઓળખ આપી કે તે જ સર્વશકિતમાન છે. નફો-નુકસાન, જીવન-મરણ, અમીરી-ગરીબી, સન્માન-અપમાન વગેરે તેના જ કબજામાં છે. તે સમગ્ર સૃષ્ટિનો અન્નદાતા છે. તેને તમો જીવનની પ્રત્યેક પળે પોકારી શકો છો.

આપના આ શિક્ષણની એ અસર થઈ કે તે ધર્મો અને સંપ્રદાયો જેમના મૂળમાં એકેશ્વરવાદ (તૌહીદ) નહતો, અને સૃષ્ટિના સર્જક સિવાય અન્યને પણ જે લોકો પોતાના કર્તા સમજતા હતા, તેઓ તૌહીદને માનતા થઈ ગયા.

આપણા દેશ ભારત ઉપર પણ આ શિક્ષણની અસર થઈ. ડોકટર તારાચંદ તથા ડોકટર પાનીકર પણ આ હકીકતનો સ્વીકાર કર્યો છે.

*(Influence of Islam on Indian Culture - A Survey of Indian History)*

સાથે સાથે આ વાત પણ સ્પષ્ટ કરી કે જગતની સમગ્ર વસ્તુઓ ધરતી, આકાશ, સૂર્ય, ચંદ્ર, નદીઓ અને મહાસાગરો વગેરે માનવજાતના હિત અને વપરાશ માટે છે. એટલા જ માટે ખાવા-પીવા, મકાન, કપડાં, લગ્ન-વિવાહ, રોજી-રોટી કમાવી વગેરે જીવન જરૂરિયાતની પ્રત્યેક વસ્તુ (અમુક અપવાદ સિવાય) વાપરવાનો આદેશ આપ્યો. માનવીને સમગ્ર જાતિઓ ઉપર શ્રેષ્ઠતા આપી અને સમજાવ્યું કે તું ફક્ત પોતાના માલિકની યાદ અને ઈબાદત માટે જ સર્જવામાં આવ્યો છે. અને તેના માટે સમાજથી વિખૂટા પડી સન્યાસી જીવન વિતાવવાની જરૂરત નથી, બલ્કે પોતાના જીવનના સઘળા પ્રસંગોમાં તેના હુકમોનું પાલન કરી તેને પામી શકે છે. ધર્મ અને સમાજ ભેગા મળીને જ માનવ જીવન સંપૂર્ણ બને છે.

આપે ધાર્મિક, રાજકીય અને સાંસ્કૃતિક દૃષ્ટિએ માનવીની આઝાદી અને માનવ હક્કોના રક્ષણનો ખાસ ખ્યાલ રાખ્યો, અને સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું કે મને કાળા-ગોરા, આરબ-બિન આરબ, દરેક માટે માર્ગદર્શક બનાવી મોકલવામાં આવ્યો છે. અને હું સાક્ષી આપુ છું કે, સઘળા મનુષ્યો ભાઈ-ભાઈ છે. શ્રેષ્ઠતાનો આધાર સદ્‌વર્તાવ, સંયમ, સદાચાર, અને અલ્લાહ તબારક વ તઆલાની યાદ (સ્મરણ)માં જ છે. ઈસ્લામ સમગ્ર માનવજાતનો સામુહિક અધિકાર અને સહિયારી પૂંજી છે. તે કોઈ કૌમ, રાષ્ટ્ર કે યુગ પૂરતો મર્યાદિત નથી.

આ પ્રમાણે આપ (સલ.)એ સંકૃચિત વિચારો, વાદો અને જુથોમાં સબડતા સમાજમાં રંગ-રૂપ, નાતજાત, ઊંચ-નીચ, વર્ણભેદ, રાષ્ટ્ર તથા ભાષાના ભેદો મિટાવી સર્વેને ભાઈ-ભાઈ બનાવી, પૃથ્વીના પાલનહારનો પાલવ પકડાવ્યો અને માનવ આત્માને આધ્યાત્મિક પ્રકાશ, પવિત્રતા અને અનેરી ક્રાંતિનું માધ્યમ હોવાનો પરિચય આપ્યો.

આપે દર્શાવ્યું કે માણસ જન્મથી કોરી સ્લેટ છે. તે પોતાના કાર્યોથી સ્વર્ગ કે નર્ક નક્કી કરે છે. ભૂલ અને ગુનો માનવજીવનનો એક અંશ છે. પરંતુ ત્યારબાદ પશ્ચાતાપ અને ક્ષમા યાચનાથી તેના પાપ માફ થઈ જાય છે તે જન્મજાત ગુનેહગાર નથી. પાછલા કૃત્યોની સજામાં નવો જન્મ થતો નથી. તે કુદરતની સર્વશ્રેષ્ઠ રચના છે. દરેક વ્યકિતએ પોતાનો હિસાબ આપવાનો છે. કોઈ પણ બીજાનો બોજ ઉઠાવશે નહીં. આખિરત (પરલોક)નું જીવન નિઃસંદેહ છે. ત્યાં સત્ય, જૂઠ દરેક કૃત્યનું ફળ મળશે.

આ માન્યતાઓએ માનવજાતને ઉત્સાહ, વીરતા, સાહસ અને પ્રોત્સાહન આપ્યું. અને અપશુકન, નિરાશા વગેરે આત્મહિન માન્યતાઓથી દૂર રાખી તેનામાં નવો જોશ અને ઉત્તેજના  પેદા કરી.

આપે જ્ઞાન-વિજ્ઞાન શીખવાની પ્રેરણા આપી. આપની ઉપર ઉતરનાર પ્રથમ વહીમાં પ્રથમ હુકમ "જ્ઞાન શીખવાનો" કરવામાં આવ્યો. કુર્આન શરીફમાં અંદાજે ૨૩ આયતોમાં બુધ્ધિ, ચિંતન મનન અને સમજથી કામ કરવાનો

આદેશ આપવામાં આવ્યો છે. જેના કારણે માનવજીવનમાં ક્રાંતિ આવી અને માનવબુધ્ધિએ સંશોધનનો પ્રારંભ કર્યો.

**માનવએકતા અને બંધુત્વ ભાવનાનું મહત્વ :**

અલ્લાહપાકે પોતાની પવિત્ર કિતાબ (પવિત્ર પુસ્તક) કુર્આન મજીદમાં **"હુદલ્લિનાસ"** કહયું છે. એટલે કે કુર્આન પાક સમગ્ર માનવજાત માટે માર્ગદર્શક છે. અલ્લાહપાકે પોતાના સંદેશક માટે **"રહમતુલ્લિલઆલમીન"** શબ્દનો ઉપયોગ કર્યો. એટલે કે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ દરેક માટે સર્વાંગ દયા અને પ્રેમ છે. તેઓનો પ્રેમ કોઈ ખાસ જાતિ કે કૌમ માટે નથી, બલ્કે સમગ્ર માનવજાત માટે છે. જેમકે અલ્લાહપાકના પ્રેમ-પ્યાર પર દરેક માનવીનો સમાન અધિકાર છે, એવી જ રીતે તેઓના પ્રેમ પ્યારમાં દરેક સમાન રીતે હકદાર છે.

મહાન સંદેશક હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું છે કે "લોકો તમારો પાલનહાર એક છે. અને તમારા બાપ પણ એક છે. કોઈ અરબને બિન અરબ ઉપર, કોઈ બિન અરબને અરબ પર, કોઈ ગોરાને કોઈ કાળા ઉપર અને કોઈ કાળાને કોઈ ગોરા ઉપર ઉચ્ચતા પ્રાપ્ત નથી."

ઈન્સાની ભાઈચારો અને આપસી રિશ્તાની મહત્વતાની આ ભાવના હતી જેનાં કારણે અલ્લાહપાક મહાન પયગમ્બર હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ રાત્રે ઉઠીને કહયા કરતા હતા કે "એ અલ્લાહ હું ગવાહી આપું છું કે

બધા જ માનવીઓ પરસ્પર ભાઈ-ભાઈ છે."

આપણે કોઈ પણ દેશમાં જન્મ લઈએ, આપણો ચહેરો કેવો પણ હોય આપણો રંગ ગમે તે હોય, આ ફેંસલો આપણા હાથમાં નથી. આપણા જન્મ પર આપણું કોઈ નિયંત્રણ નથી, તો પછી જન્મના આધારે ઉંચ-નીચ કેવી રીતે હોય ? આપણે યુરોપીય હોય, એશિયાઈ હોય, અથવા આફ્રિકી હોય, એનાથી આપણા ઈન્સાન હોવા ઉપર શું ફર્ક પડે છે. આપણા રંગ, નસલ અને દેશથી આપણી ઓળખ થઈ શકે છે, પરંતુ તેનાથી આપણે શ્રેષ્ઠ અથવા નીચા નથી થઈ શકતા. સમાજમાં આપણે આપણો દરજ્જો પોતે વધારી શકીએ છીએ. કોઈ જાતી અથવા નસલમાં જન્મ લેવાથી આપણો દરજ્જો વધી શકતો નથી બલ્કે સારા કર્મોથી જ આપણો દરજ્જો વધે છે આ વાત આપણને કુર્આન પાકમાં આ રીતે સમજાવવામાં આવે છે. "એ લોકો ! અમોએ તમને એક પુરૂષ અને સ્ત્રીથી પેદા કર્યા છે તમારા રાષ્ટ્ર અને કુટુંબો ફકત ઓળખ માટે છે. ઈજ્જત તો તેની જ વધારે છે, જેના કામો સારા છે. જે ખરાબ કામોથી બચવા-વાળો છે. *(કુર્આન મજીદ પારો-૨૬)*

ઈસ્લામી સંસ્કૃતિ રહમત સંસ્કૃતિ છે. ઈસ્લામમાં દયા-ભાવનાનો દ્રષ્ટિકોણ એટલો સ્પષ્ટ છે કે તે ઈસ્લામી કાનૂન ઉપર અમલ કરવા વાળાઓના સમગ્ર જીવનમાં છવાય જાય છે. ઈસ્લામી શિક્ષણ છે કે એક માણસ બીજા માણસને મળે તો અસ્સલામુ અલયકુમ વરહમતુલ્લાહિ વબરકાતુહ

(તમારી ઉપર અલ્લાહપાક તરફથી સલામતી રહમત અને બરકત ઉતરે) કહે. મસ્જિદમાં દાખલ થાય તો **"અલ્લાહુમ્મ ફતહલી અબવાબ રહમતિક"** (હે અલ્લાહપાક ! તમો મારા માટે આપની રહમતના દ્વાર ખોલી આપો) કહે. નમાઝ પૂરી કરે તો જમણી અને ડાબી બાજુ મોઢું ફેરવતા અસ્સલામુ અલયકુમ કહે. આ પ્રમાણે દરેક મોકા અને વિષયે સલામતી અને રહમતના શબ્દો લોકોના મોઢેથી નીકળે છે.

એક હદીષ શરીફમાં છે કે ફકત પોતાના સંબંધી અને સ્નેહી સાથે મહેરબાની નહી કરો બલ્કે બધા જ મનુષ્યો સાથે રહેમ અને દયા કરવી જરૂરી છે. જે વ્યકિત નાના બાળકો પ્રત્યે પ્રેમ ન દાખવે, અને મોટેરાઓનો અદબ માન ન જાળવે તેનો હમારી સાથે કોઈ સંબંધ નથી. કુર્આન શરીફમાં હઝરત મુહમ્મદ (સલ.)ને વિશ્વ રહમતથી સંબોધવામાં આવ્યા. કુર્આન શરીફમાં સુલેહને ભલાઈવાળી વસ્તુ બતાવી. આપ (સલ.) કોઈને સંબોધતા તો આ શબ્દો પ્રથમ કહેતા કે, અલ્લાહપાક તમારી ઉપર રહમ કરે. આપે એક હદીષમાં ફરમાવ્યું કે, તમો જમીનવાળા ઉપર રહેમ કરો આસ્માન-વાળો (અલ્લાહપાક) તમારી ઉપર રહેમ કરશે.

જ્યારે કોઈ વ્યકિત કુર્આન શરીફ ખોલશે તો સૌ પ્રથમ જે વાકય એને વાંચવાનું મળશે તે આ હશે કે અલ્લાહપાકના નામથી શરૂ કરું છું જે ઘણો કૃપાળુ અને દયાળુ છે. આ વાકય પૂરા કુર્આન શરીફમાં ૧૧૪ વખતે આવ્યું છે. આનાથી સ્પષ્ટ થાય છે કે રહેમ અને કૃપાનું ઈસ્લામમાં ઘણું જ

મહત્વ છે. દરેક મુસ્લિમ માટે જરૂરી છે કે તે દયા, કૃપા અને મહેરબાનીને પોતાના જીવનનું એક મહત્વનું અંગ સમજે. માનવ સમાજ પથ્થરોનો ઢગલો નથી, બલ્કે જીવંત એહસાસ અને ભાવનાઓવાળો છે. માટે ઈસ્લામે કહયું કે એક બીજાની મુલાકાતના સમયે હાથ મેળવો અને ખભાથી ખભો બલ્કે છાતીથી છાતી મેળવો તો આપસની દુશ્મની ઈર્ષા વગેરે દુર થશે. અને એક બીજાને ભેટ સોગાદ આપો તેનાથી મુહબ્બત અને પ્રેમમાં વધારો થશે અને આપસી દ્રેષ અને અદાવતો દૂર થશે.

માનવીમાં રંગ, ભાષા, ધર્મ વગેરેના બાહય ફર્ક છતાં જ્યારે તેનું ઐતિહાસિક તથા વૈજ્ઞાનિક પરીક્ષણ કરીએ છીએ ત્યારે માલૂમ પડે છે કે બધી જ માનવ નસ્લો એક માં-બાપની ઔલાદ અને સુપુત્રો છે. આ જ વાતનું કુર્આન શરીફમાં આ શબ્દોમાં વર્ણન કરવામાં આવે છે. "હે લોકો પોતાના પાલનહારથી ડરતા રહો, કે જેણે તમને એક વ્યકિતથી પેદા કર્યા અને તેનાથી તેમનું જોડું (પત્ની) પેદા કર્યું અને (પછી) તે બન્નેવથી ઘણાં પુરૂષો અને સ્ત્રીઓને જગતમાં ફેલાવ્યા."

આ જ વાત હઝરત મુહમ્મદ (સલ.)એ આ પ્રમાણે કરી કે હે લોકો તમો સૌ આદમની ઔલાદ છો અને આદમ માટીથી પેદા કરવામાં આવ્યા. એક મોકા ઉપર સંબોધન કરતા કહયું કે હે લોકો ! તમારો પાલનહાર (રબ) પણ એક છે અને તમારા બાપ પણ એક છે.

માનવ એકતાનો આ ખ્યાલ દરેક માનવીના દિલમાં બીજા પ્રત્યે પ્રેમ અને ભલાઈનો જઝબો પેદા કરે છે. તે સમગ્ર માનવજાતિને એક પરિવાર સમજે છે એક હદીષ શરીફમાં કહયું છે કે સમગ્ર સૃષ્ટિની પ્રત્યેક સજીવ વસ્ત અલ્લાહપાકનો પરિવાર છે. બધા લોકોમાં અલ્લાહપાકને સૌથી પ્રિય તે વ્યકિત છે જે તેના કુટુંબ સાથે સદ્‌વર્તાવ કરે.

## ઈસ્લામનો મહાન ઉપકાર – સમાનતા :

ભારતમાં જાતિવાદ તથા વર્ણભેદને ધાર્મિક પીઠબળ પ્રાપ્ત હતું. જેમાં વારસાગત, વ્યવસાય (ધંધો) અને કૌટુંબિક વ્યવસ્થાને આધાર બનાવી માવનજાતને વિભિન્ન જ્ઞાતિઓમાં વહેંચવામાં આવી હતી. તેમાં અમુક જ્ઞાતિઓને કેન્દ્રિયતા અને મહાનતા પ્રાપ્ત હતી. તે ગમે તેવા અત્યાચાર અને કુકર્મો કરે તો પણ તે નજાત (મોક્ષ) પામનાર સમજવામાં આવતા, જ્યારે અમુક જ્ઞાતિઓને શહેરી જીવનથી વંચિત રાખવામાં આવતી હતી. (MANU YANJNAVALKYA : P.85)

ભારતમાં મુસ્લિમો પોતાની સાથે સૌથી વધુ જે આશ્ચર્યજનક વસ્તુ લાવ્યા, તે માનવએકતા અને સમાનતાની ફિલોસોફી છે. જેનાથી ભારતવંશ સદંતર અપરિચિત હતુ. આ ઐતિહાસિક હકીકતનો સ્વીકાર પ્રથમ વડાપ્રધાન પંડિત જવાહરલાલ નેહરૂએ પણ કર્યો છે. પંડિતજી લખે છે કે, "ભારતના ઈતિહાસમાં ઉત્તર પશ્ચિમથી આવનાર બાદશાહો વિશેષ કરીને ઈસ્લામ ધર્મને ઘણી મહત્વતા પ્રાપ્ત છે. ઈસ્લામે વર્ણભેદ, જ્ઞાતિભેદ, અછૂતપણુ વગેરે સામાજિક બદીઓ

આપણા સમક્ષ જાહેર કરી. ઈસ્લામી બંધુત્વ અને સમાનતા જેના ઉપર મુસ્લિમોનો દ્રઢ વિશ્વાસ અને ઈમાન હતું. આ બાબતોએ હિંદુઓના માનસ ઉપર ઘણી સારી અસરકારક છાપ પાડી. ખાસ કરીને સમાજનો કચડાએલો વર્ગ ઈસ્લામથી ઘણો પ્રભાવિત થયો. જેના ઉપર ભારતીય સમાજે સમાનતા અને માનવ હક્કોનો માર્ગ બંધ કરી રાખ્યો હતો.

(DISCOVERY OF INDIA : P-225)

પ્રખ્યાત પ્રોફેસર ગિબ (GIBB) વિશ્વ કલ્ચર માટે ઈસ્લામની જરૂરત ઉપર ભાર મૂકતા લખે છે કે, અલગ અલગ સંપ્રદાયો, વર્ણો અને સમાજો દરમિયાન સમાનતા કાયમ રાખવામાં ઈસ્લામ જેવી ભવ્ય સફળતા કોઈ ધર્મ કે સમાજ મેળવી શકયો નથી. આફ્રિકા, ભારત, ઈન્ડોનેશીયા અને જાપાનના મુસ્લિમ સમાજથી આ વાત ફલિત થાય છે કે, ઈસ્લામે કેવી રીતે વિભિન્ન જ્ઞાતિઓ અને તેમના રીતરિવાજો તથા સખ્ત વિરોધાભાસી વિચારધારાઓને પોતાના દામનમાં સમેટી લીધા છે. જો પૂર્વ અને પશ્ચિમની વિશાળ સોસાયટીઓ અને સમાજોમાં દુશ્મની અને નફરતની જગ્યાએ આપસી સુમેળ, મદદ અને બંધુત્વની ભાવના જન્માવવી હોય તો તેના માટે ઈસ્લામની સેવાઓ હાસિલ કરવી જરૂરી છે. (H.A.R. GIBB WHITHER ISLAM : P.379)

ઈંગ્લેન્ડના પ્રખર ફિલોસોફર અને ઈતિહાસકાર (A. J. TOYNBEE) ઈસ્લામી સમાનતાનો સ્વીકાર કરતા લખે છે કે મુસ્લિમ સમાજમાંથી જૂથવાદ અને સામાજિક ભેદભાવ

દૂર કરવો ઈસ્લામની ભવ્ય સિધ્ધિઓમાંથી એક મહાન સિધ્ધિ અને કાર્ય છે. વર્તમાન યુગમાં ઈસ્લામની આ ભવ્ય અને શાનદાર સફળતાની આપણને તાતી જરૂરત અને આવશ્યકતા છે. અમુક અંશે યુરોપીય કૌમોની સફળતાઓ માનવતા માટે ફાયદાકારક સાબિત થઈ છે. પરંતુ આ વાતનો ઈન્કાર નથી કરી શકતા કે જાતિવાદ અને જ્ઞાતિવાદના રાફડાને ડામવામાં યુરોપીય પ્રગતિ પણ તદન અસમર્થ અને દુર્ભાગ્યપૂર્ણ રહી છે.

(CIVILIZAN OF TRJAL : P-205 - A. J. TOYNBEE)

શ્રીમતિ સરોજની નાયડુ ઈસ્લામી ભાઈચારા અને બંધુત્વની ભાવનાનો ખુલ્લા મનથી સ્વીકાર કરતાં લખે છે કે, ઈસ્લામ પ્રથમ ધર્મ છે જેણે સાચા અર્થમાં લોકશાહીનો પ્રચાર કરી તેને વ્યવહારિક સ્વરૂપ આપ્યું. મેં નમાઝ વગેરે બાબતોમાં મહસૂસ (અનુભવ્યું) કર્યું કે ઈસ્લામ કાર્ય એકતાથી એક માનવીને બીજા માનવીનો ભાઈ બનાવે છે. જ્યારે તમો લંડનમાં કોઈ મિસ્રી, અલ્જીરયાઈ, ભારતીય અને તુર્કી મુસલમાનથી મળો તો આ બાબતને તે મહત્વની નથી સમજતા કે મારૂં વતન મિસર, આનું વતન ભારત કે તુર્કી છે.

(SPFECHES & WRTTINGS OF SAROJNE NAIDO : P-167)

મશ્હુર આફ્રિકી લીડર નવમુસ્લિમ માલકમ એકસ (MALCOM-X) પણ મુસ્લિમ સમાજ વિશે વર્ણન કરે છે કે અગિયાર વર્ષ સુધી મેં એક જ પ્લેટમાં મુસ્લિમો સાથે ખાધું, અને એક જ ગ્લાસમાં પાણી પીધું, એક જ બિસ્તર પર એમની સાથે સૂતો. અસ્પૃશ્યતાનું ઈસ્લામી ડીક્ષનરીમાં નામ જ નથી.

અમો બધા ભાઈ હતા, કારણકે અલ્લાહપાક ઉપર ઈમાને હમારા ખ્યાલમાંથી કાળા-ગોરાનો ફર્ક મિટાવી આપ્યો હતો. મારી સમજમાં આવી ગયું કે અમેરિકાના લોકો પણ જો ઈસ્લામ સ્વીકારી લે તો કદાચ માનવએકતા પણ તે કબૂલ કરી લે. અને રંગભેદને પણ સદાને માટે ત્યજી આપે. મેં દઢ નિશ્ચય કર્યો છે કે અમેરિકાવાસીઓને બતાવીશ કે મુસ્લિમ દેશોમાં દરેક રંગના માણસોમાં સાચો ભાઈચારો છે. અહિંયા કોઈ પોતાને અસ્પૃશ્ય સમજતો નથી અને ન કોઈ લઘુતાગ્રંથિથી પિડાય છે.

(THE AUTOBIO GRAPHY OF MALCOM-X : P-419/420)

## ઈસ્લામે અર્પેલ અકીદા અને સાંસ્કૃતિક વિશ્વ એકતાનું પ્રદર્શન :

ઈસ્લામે માનવજાતને અર્પેલ અકીદાઓ, તૌહીદ, રિસાલતે મુહમ્મદી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ, ખત્મે નુબુવ્વત (અંતિમ નબી) અને મૌત પછી ફરી જીવંત થઈ પોતાના (અઅમાલ) કૃત્યો, કર્મો વગેરેનો હિસાબ આપવો, આ બુનિયાદી અકીદાઓ ઉપર વિશ્વ એકતાનું ઉદાહરણ માનવ ઈતિહાસમાં ઈસ્લામ પહેલાં કોઈપણ સંસ્કૃતિ કે સમાજે પેશ કર્યુ નથી. ઈસ્લામે અકીદાની બુન્યાદ ઉપર માનવસમાજને એક તાંતણે ગુંથી આપ્યો છે. વિભિન્ન દેશોના મુસલમાનોમાં રંગ, ભાષા અને સાંસ્કૃતિક વિરોધાભાસ હોવા છતાં નામો રાખવામાં જે એકતા છે, તે બીજા સમાજોમાં ઘણી ઓછી છે. તે પણ ખાસ અરબી નામો રાખવા જે તેમની

સંસ્કૃતિથી અપરિચિત નામો છે. આપસી મુલાકાતમાં અસ્સલામુ અલયકુમ, રાત–દિવસ પઢવામાં આવતા દુઆઈઆ વાકયો અલ્હમ્દુલિલ્લાહ, સુબ્હાનલ્લાહ, માશાઅલ્લાહ, ઈન્શાઅલ્લાહ, વગેરેનું ઉચ્ચારણ ફીજીથી લઈ અમેરિકા સુધી એક જ પ્રકારનું જોવા મળશે. રાત–દિવસની અઝાનો, નમાઝો, ઈદો, રમઝાનના રોઝા, હજની પ્રક્રિયાઓ વગેરે બાબતો વિશ્વ એકતાનું પ્રદર્શન કરે છે.

HAMILTON A. R. GIBB પોતાના પુસ્તક STUDIES ON CIVILIZATION OF ISLAM તથા WILFRED SMITH પોતાના પુસ્તક "ISLAM IN MODERN HISTORY"માં આ સત્ય ઐતિહાસિક હકીકતનો સ્વીકાર કરતાં લખ્યુ છે કે ઈસ્લામ એક એવી વિચારધારા છે, જે વિભિન્ન વિચારશૈલીઓ ધરાવવા છતાં અનેકતામાં એકતાનું પ્રદર્શન કરે છે. મુસ્લિમોની ભવ્ય સિધ્ધિ છે કે તેમણે બધી જ સંસ્કૃતિઓને એક કરી દીધી. આ એકતા સલામત રાખવામાં ધાર્મિક કાનૂન અને શરીઅતને કેન્દ્રનું સ્થાન પ્રાપ્ત છે. શરીઅતે પોતાની મહાન મજબૂત તાકત અને ચોક્કસ વિચારધારાથી રીતરિવાજો અને ઈબાદતોથી લઈ હુકૂમત સુધીની દરેક બાબતોને સાંકળી લીધી છે. શરઈ કાનૂને મુસ્લિમ સમાજને કુર્તુબા (સ્પેન)થી લઈ મુલ્તાન સુધી એકતા અર્પણ કરી. આ એકતા ફકત મુસ્લિમ સમાજમાં જ સ્થાપિત નથી કરી, બલ્કે માનવજીવનના સઘળા પાસાઓ અહિંયા સુધી કે સમાજને એક બિંદુ ઉપર જમાવી ઈતિહાસ અને

યુગને પણ એકતા અર્પણ કરી. બાદશાહો અને સરકારો બદલાઈ જવાથી સામાન્ય જીવન ધોરણ ઉપર કોઈ અસર પડતી ન હતી.

સ્વામી વિવેકાનંદે પોતાના પત્ર નં. ૧૭૫ માં લખ્યું છે કે મારો અનુભવ છે કે જો કોઈ ધર્મે અમલી સ્વરૂપે માનવ એકતાની ગણનાપાત્ર સેવા બજાવી હોય તો તે ઈસ્લામ અને ફકત ઈસ્લામ જ છે.

ઈસ્લામી ઈતિહાસની અત્યંત આશ્ચર્યજનક કહાણી છે કે કુર્આન શરીફ, હદીષ શરીફ, ફિકહ, અકાઈદ, ઈતિહાસ, તર્કશાસ્ત્ર, વ્યાકરણ, વિજ્ઞાન, તત્વજ્ઞાન અને ફિલોસોફીના જેટલા મહાન કુશળ અને અનુભવી આલિમો તથા વિદ્વાનો થયા તે વધુ પ્રમાણમાં આરબો સિવાય બીજી કવમોમાંથી જ થયા. કારણકે આરબોએ આ હકીકત ધ્યાનમાં રાખી હતી કે ઈસ્લામ સમગ્ર માનવજાતનો સામૂહિક અધિકાર અને સંયુકત પૂંજી છે. કોઈ કૌમ, રાષ્ટ્ર કે યુગ પુરતો મર્યાદિત નથી. ઈસ્લામમાં બીજા ધર્મો જેવો કોઈ એક કુટુંબ કે જાતિને ધાર્મિક શિક્ષણ પ્રાપ્ત કરવાનો વિશિષ્ટ અધિકાર નથી. આરબોની આ ઉદારતાએ મુસ્લિમ સમાજના દરેક વર્ગમાં ઈલ્મી, અમલી અને અખ્લાકી ક્રાંતિ જન્માવી.

યે હિંદી, વો ખુરાસાની, યે અફઘાની, વો તુરાની
તુ એ શરમિન્દએ સાહિલ ઉછલકર બે કિરાં હો જા

બિનમુસ્લિમો સાથે હમદર્દીપૂર્વક વર્તવાના અનેક આદેશો ઈસ્લામી શિક્ષાઓમાં તથા આપ (સલ.)ના જીવનમાં

મળી આવશે. કુર્આનમાં છે : "હિદાયત તમારા અખત્યારમાં નથી, અલ્લાહપાક જેને ચાહે છે, તેને હિદાયત આપે છે. (એટલે તમે ધર્મભેદ ભૂલી બધા માનવીઓ પર ખર્ચ કરો) તમે જે કાંઈ ખર્ચ કરશો, તો તેનો ફાયદો તમને મળી રહેશે." *[સૂ. બકરહ : ૨૭૨]*

આ આયતનો સબંધ દર્શાવે છે કે, કોઈપણ માણસની આર્થિક મદદ કરતી વખતે એ જોવું જરૂરી નથી કે, કોણ ઈમાન કબૂલ કરે છે, કોણ નહીં. દરેક જરૂરતમંદ મદદનો હકદાર છે.

## પરંતુ ઈસ્લામી ઓળખ બાકી રહેવી જોઈએ:

પરસ્પર હમદર્દી તથા મદદની આ શિક્ષાનું સૌંદર્ય તે વખતે છતું થાય છે, જ્યારે એ હકીકતને પણ યાદ રાખવામાં આવે કે વિશ્વના સિધ્ધાંત વગરની કૌમોથી વિપરિત ઈસ્લામ મુસ્લિમોને ભારપૂર્વક આદેશ આપે છે કે, તે દુનિયામાં ખાસ વિચારના ધારક તથા પ્રચારક છે. બીજાઓની જેમ માત્ર મોજમજા તેમનો જીવનહેતુ નથી. એટલે પોતાની આ મૂળ હેસિયત તથા નૈતિક ઓળખને બિનમુસ્લિમો સાથે મેળ-મેળાપ દરમિયાન હરગિજ ગુમાવવી ન જોઈએ. ઈસ્લામ પોતાના અનુયાયીઓને આ મુદ્દે બહુ સંવેદનશીલ બનાવવા માંગે છે. એટલે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઘણી વખત એવી સુચનાઓ આપી છે, જેનો સારાંશ એ છે કે, બિનમુસ્લિમો સાથે સન્માન તથા હમદર્દીપૂર્વક વર્તવા છતાં તેમની સાથે સમરૂપતા-મુશાબહત ધારણ કરવામાં ન આવે. જ્યારે કોઈ મુસ્લિમ અન્યો સાથે

સમરૂપતા ધારણ કરે છે, ત્યારે તે અલ્લાહ તઆલાના દીનને તુચ્છ સમજે છે. વાસ્તવમાં તેને એવો વિશ્વાસ નથી હોતો કે, તેની પાસે દુનિયાને આપવા માટે કોઈ પયગામ તથા નિયમ છે. આ આદેશોનો આશય એ છે કે, મુસ્લિમો કોઈ પણ સ્થિતિમાં હોય, અન્ય કૌમમાં ધાર્મિક ભેળસેળ ન થઈ જાય. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ દાઢી વધારવાની તેમજ મૂંછો કાતરવાની જે વાત કરી છે, તેનો આશય એ જ છે કે, મુસ્લિમો અન્ય કૌમોથી જુદા તરી આવે. કેટલીક હદીષોમાં આ આશય સ્પષ્ટપણે વર્ણવવામાં પણ આવ્યો છે કે, "યહૂદીઓ તથા ખ્રિસ્તીઓના વિરોધ માટે આમ નહીં, તેમ કરો." પરંતુ આ વિરોધ, વિરોધ ખાતર ન હતો કે, તેનો આશય કોઈ અકારણ જીદ પણ નથી. તે અને આ વાત પાછલા હવાલાઓથી સાબિત થઈ જાય છે કે, તેમાં બિન-મુસ્લિમો સાથે કેટલી હમદર્દીપૂર્વક વર્તવાની તાલીમ છે.

અન્ય કૌમોનો વિરોધ કરવાનો આદેશ પણ મર્યાદિત છે. અર્થાત્ એવી બાબતો અપનાવવી જ મનાઈ છે, જે અન્ય કૌમોની વિશેષતા હોય, જે બધાથી જુદી પડતી હોય. જ્યારે આવી તદ્દન જુદી પડતી બાબતો પણ મુસ્લિમો અપનાવશે, તો એ તેમના પ્રભાવિત થવાની નિશાની લેખાશે.

અન્ય કૌમોથી જુદા દેખાવાનો મકસદ નફરત કે ધૃણા ઉત્પન્ન કરવાનો નથી, બલ્કે પોતાની સૈધ્ધાંતિક તથા નૈતિક સુરક્ષા માટે છે. આ વાત ઈબ્ને તયમિય્યહ (રહ.)એ લખી છે. *[અલ ફતાવલ કુબરા : ૯/૨૩૫]*

ઈસ્લામ કોઈ પ્રદેશ કે વંશ આધારિત ધર્મ નથી. તે વૈશ્વિક ધર્મ છે. એટલે તે એમ ઈચ્છે છે કે, પ્રત્યેક મુસલમાન દીનનો દાઈ (પ્રચારક) બને. અને આ કાર્ય ત્યારે જ થઈ શકે, જ્યારે ખુદ દાઈને ઈસ્લામ પર સંપૂર્ણ વિશ્વાસ હોય. તે અન્ય ધર્મ કે કૌમથી પ્રભાવિત ન હોય. એટલે જ મુસ્લિમોને અન્ય કૌમોની નકલખોરીથી સાવધાન રહેવાની શિક્ષા આપવામાં આવે છે. કારણ કે નકલખોર ડરેલો, ગભરાયેલો, પ્રભાવિત હોય છે. અને પ્રભાવિત થઈ જવું એ પોતાના સિધ્ધાંતોની હત્યા સમાન છે. આ શિક્ષા માત્ર એટલા માટે આપવામાં આવી છે કે, અન્ય કૌમોથી જુદા તરી આવીને મુસ્લિમો પોતાના ધર્મ પ્રત્યે અતૂટ વિશ્વાસને પ્રગટ કરે. આમ કરી તેઓ પોતાની દીની વિશેષતાઓને સાચવવાનો આગ્રહ રાખે.

આ શિખામણ કૌમી અસ્મિતા કે ગર્વને પોષવા માટે નથી. આ તો ખુદ પોતાના સિધ્ધાંતોની સાચવણી માટેનું એક સાધન છે. અને પોતાના સિધ્ધાંતોની સુરક્ષા કરવી કાંઈ ખોટી વાત નથી.

## ઈસ્લામમાં બળજબરી નથી :

હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ એકેશ્વરવાદનું શિક્ષણ માનવજગત સમક્ષ રજુ કર્યું અને તેને સમજાવવા માટે સમગ્ર કુર્આન શરીફમાં વિવિધ પ્રકારની દલીલો, કિસ્સાઓ તથા ઉદાહરણોથી કામ લેવામાં આવ્યું. પરંતુ કોઈને પણ ઈસ્લામ સ્વિકારવા મજબૂર કર્યા નથી;

બલ્કે કુર્આન શરીફમાં સંપૂર્ણ અને સ્પષ્ટપણે દર્શાવવામાં આવ્યું કે, "**ધર્મના મામલે કોઈ પણ પ્રકારની બળ જબરી નથી.**" અને અમલરૂપે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેને સિધ્ધ કરી બતાવ્યું કે, કોઈ એક માણસને પણ ધર્મ માટે મજબૂર કર્યો નથી; બલ્કે એક વ્યકિત દુશ્મનો તરફથી એલચી (દૂત) બનીને આવ્યા હતા, તેમણે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સમક્ષ ઈસ્લામ કબૂલ કરવાની દરખ્વાસ્ત (મનેચ્છા) કરી, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે હમણાં તો તમે જે લોકો પાસેથી દૂત બનીને આવ્યા છો, ત્યાં પાછા ચાલ્યા જાવ અને ત્યાર બાદ તમારી ઈચ્છા હોય તો ફરીથી (ઈસ્લામ સ્વિકારવા માટે) મદીના આવજો. ધાર્મિક બાબતે કોઈની પણ જાન, માલ, ઈઝ્ઝત-આબરૂ વગેરે ઉપર હુમલો કરવાની પરવાનગી નથી. ઈસ્લામી હુકૂમતમાં દરેકના હક્કો સરખા રહેશે. આ બાબતે ઘણી જ વિગતવાર સૂચનાઓ દર્શાવી છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું સમગ્ર જીવન શાંતિ-ભાઈચારો અને પ્રેમ–મુહબ્બતથી ભરેલુ છે. લોકો સાથે આપનો વ્યવહાર આપના ઉચ્ચ સંસ્કારો જેનું કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાએ સ્પષ્ટ શબ્દોમાં વર્ણન કર્યું છે. દુશ્મનો સાથેનો આપનો સદ્‌વર્તાવ, રહેમ, પશુઓ, સ્ત્રીઓ અને બાળકો વગેરેના હક્કો, ઉદારતા, મહેમાનનવાઝી, પ્રમાણિકતા અને જાની દુશ્મનોને માફ કરી તેમના ઉપર ઉપકાર કર્યો. તેમને ઉચ્ચ હોદ્દાઓ ઉપર બિરાજમાન કર્યા

તથા તેમની સાથે થયેલ યુધ્ધોમાં પણ સુલેહ-શાંતિને મહત્વનું સ્થાન આપ્યું. મક્કી જીવનમાં નબી બનાવવા પહેલાં પણ લોકોમાં સાચા પ્રમાણિકનું બિરૂદ પામનાર, શાંતિ માટેનો કરાર (હિલફુલ ફુઝૂલ) કરવો, કઅ્બહના પથ્થર (હજરે અસ્વદ)ને પોતાના સ્થાને મૂકવામાં આરબોના કબીલાઓની લડાઈને પોતાની દિર્ઘદ્રષ્ટિથી શાંતિમાં બદલી દેવું, નબી બન્યા બાદ ધીરજથી કામ લઈ દુશ્મનોના અત્યાચારો વેઠવા, છેવટે મજબૂર થઈ હિજ્રત કરવી, મદીના શરીફ પહોંચ્યા બાદ વિવિધ કબીલાઓ અને ધર્મો વચ્ચે શાંતિ કરાર (મદીના ઘોષણા) કરવો, હિજરતીઓની સમસ્યા ઉકેલી ભાઈચારો સ્થાપિત કરવો, યહૂદીઓ સાથે વારંવાર કરારભંગ કર્યા બાદ પણ તેમને માફ કરતા રહેવું, મુનાફિકો (દંભી લોકો) સાથે હંમેશા માફીનો વ્યવહાર કરવો, મક્કાના કુરૈશીઓ સાથે તેમની અત્યાચારી શર્તો (સાથીઓની નારાઝગી છતાં) માની લઈ કોઈ પણ હિસાબે શાંતિ સ્થાપવાની અણથક કોશિશો કરવી, છેવટે લગાતાર વીસ (૨૦) વર્ષના જુના-પુરાણા દુશ્મનો ઉપર વિજય મેળવ્યા બાદ પણ તેમને સાર્વજનિક માફી આપવી; તેમના ઉપર ઈનામોની વર્ષા કરવી, વગેરે સંખ્યાબંધ દાખલાઓ માનવ-જાતિ પ્રત્યે આપની કરૂણતા અને વિશ્વ રહમત હોવાના પુરાવાઓ રજૂ કરે છે.



# આપ (સલ.)ના આગમન સમયે ભારતની

## ❊ રાજકીય પરિસ્થિતિ ❊

હઝરત મુહમ્મદ (સલ.) દ્વારા આરબ દ્વીપકલ્પમાં ઈસ્લામના પુનઃ ઉદયનો કાળ, સાતમી શતાબ્દી ઈસ્વીનો પ્રારંભિક કાળ છે. તે સમયે ભારત, "ભારતવર્ષ" અથવા "હિન્દુસ્તાન" નામે એક દેશ ન હતો, ન તો તેનો એક શાસક. જુદા જુદા ક્ષેત્રોમાં "પલ્લવ" અને "ચાલુક્ય" વગેરે વંશોના શાસકો હર્ષવર્ધન, મહેન્દ્ર વર્મન અને પુલકેશિનનું રાજ્ય હતું. તેમાં સત્તા અને શાસન માટે સતત યુદ્ધો થતા રહેતા હતા. પરાજય પછી પુનઃ વિજયપ્રાપ્તિ માટે બહારના દેશોમાંથી સૈન્ય સહાયતા પણ લેવામાં આવતી હતી. સત્તાધારી વર્ગના ધર્મ કે ધર્મ પરિવર્તનનો વ્યાપક પ્રભાવ શાસિત વર્ગ ગ્રહણ કરતો હતો.

## ❊ ધાર્મિક પરિસ્થિતિ ❊

ઉત્તર-પશ્ચિમી પ્રાંતમાં બોદ્ધ ધર્મનો હ્રાસ થઈ રહ્યો હતો. કશ્મીરથી મથુરા સુધી અને મધ્ય પ્રાંત, પૂર્વિય પ્રાંત તેમજ દક્ષિણ પ્રાંતમાં બ્રાહ્મણોનો પ્રભાવ વધી રહ્યો હતો. જૈન ધર્મ પ્રભાવહીન થઈ ચૂક્યો હતો અને જૈન ધર્મીઓએ બ્રાહ્મણોથી સામાન્ય કરીને તેમનું ન માત્ર રાજનૈતિક અને સાંસારિક પ્રભુત્વ સ્વીકારી લીધું હતું, બલ્કે મોટા મોટા લોકોનું ધર્મ પરિવર્તન પણ કરાવવામાં આવી રહ્યું હતું. જૈન ધર્મના અનુયાયી મહેન્દ્ર વર્મન (શાસનકાળ ૬૦૦-૬૩૦ ઈ.)ને સંત અપ્પરે શિવ ધર્મ ગ્રહણ કરાવી લીધો હતો, તે શંકરનો પૂજારી

બન્યો અને તેણે મહાબલિપૂરમ્‌ના પ્રસિદ્ધ મંદિર સહિત ઘણા શિવ મંદિરો બનાવ્યા અને જૈન ધર્મનું વધ્યું-ઘટ્યું, અસ્તિત્વ પણ લગભગ સમાપ્ત થઈ ગયું.

બીજી બાજુ બૌદ્ધ ધર્મ ઉપર બ્રાહ્મણવાદનો એવો પ્રબળ પ્રભાવ પડ્યો કે બૌદ્ધ ધર્મના મૂર્તિપૂજા વિરોધી અનુયાયી, મૂર્તિપૂજાને પોતાના ધર્મનું ખાસ અંગ બનાવી બેઠા. બૌદ્ધો જ્યાં જતા ત્યાં ગૌતમ બુદ્ધની મૂર્તિપૂજા ન કરવાની મૂળ શિક્ષાની વિરૂદ્ધ તેમની મૂર્તિઓ સ્થાપિત કરતા અને તેમની પૂજા-અર્ચના કરવા લાગતા. એક પ્રસિદ્ધ હિંદુ ચિંતક સી. વી. વૈદ્ય અનુસાર "આ યુગમાં હિંદુ ધર્મ અને બૌદ્ધ ધર્મ બંનેય મૂર્તિપૂજાના સમર્થક હતા, બલ્કે કદાચ બોદ્ધ ધર્મ મૂર્તિપૂજામાં હિંદુ ધર્મથી પણ આગળ વધી ગયો હતો."

હિંદુ ધર્મ વેદો દ્વારા સ્થાપિત એકેશ્વરવાદ, ઋગ્વેદ કાળના અંત સુધી પહોંચતા પહોંચતા **"અનેક દેવતાવાદી એકેશ્વરવાદ"**માં પરિવર્તિત થઈ ગયો હતો. કેટલાક વિદ્વાનો અનુસાર વૈદિક દેવતાઓની સંખ્યા ૩૩ સુધી અને કેટલાક બીજાના અનુસાર ૩૩૩૯ સુધી પહોંચી ગઈ હતી. દેવતાઓની મૂર્તિઓની સાથે સાથે પશુ, પક્ષી, નક્ષત્ર, નદી વગેરે પણ પૂજ્ય થઈ ગયા હતા. હર્ષવર્ધનના કાળમાં શિવલિંગની પૂજા સામાન્ય થઈ ગઈ હતી અને વિષ્ણુના અનેક અવતારોની મૂર્તિપૂજા પ્રચલિત થઈ ગઈ હતી.

## ❊ સામાજિક પરિસ્થિતિ ❊

હર્ષવર્ધનના પૂર્વજોએ સમાજમાં વર્ણવ્યવસ્થાના મૂળિયા

ફરીથી મજબૂત કરીને ઊંચ-નીચ, શ્રેષ્ઠ-અશ્રેષ્ઠ અને છૂત-અછૂત વગેરેને જે ઉત્તેજન આપવામાં આવ્યુ હતું, તે હર્ષવર્ધનકાળ (૬૦૬-૬૪૭ ઈ.)માં બરાબર ચાલુ રહ્યું. આ કાળમાં ભારતની યાત્રા કરનાર ચીની પ્રવાસી ફાહ્યાન લખે છે : "શુદ્ર તો ગયા-ગુજર્યા છે જ, પરંતુ શુદ્રોમાં ચાંડાલ સૌથી અધમ સમજવામાં આવતા હતા. તેઓ રાજાની આજ્ઞાનુસાર શહેરમાં પ્રવેશ કરતા સમયે લાકડીથી ઢોલ વગાડીને પોતાના આવવાની સૂચના આપતા હતા. જેથી લોકો ખસી જાય અને તેમના સ્પર્શથી બચીને ચાલે." સાતમી સદીના એક અન્ય ચીની ભારત યાત્રી હ્યુ એન સંગના અનુસાર, "શુદ્રા પશ્ચાત, પંચમ્ જાતિના લોકો-કસાઈઓ, માછીમારો, જલ્લાદો અને ભંગીઓના મકાનો ઉપર અલગ-અલગ નિશાન મૂકવામાં આવતા હતા અને આ લોકો ગામની બહાર રહેતા હતા. ઉચ્ચ વર્ગનો કોઈ માણસ રસ્તામાં મળી જતો, તો તેઓ આંખો બચાવીને ડાબી બાજુ ચાલ્યા જતા અને જલ્દીથી પોતાના ઘરમાં ઘૂસી જતા હતા."

આ કાળમાં સ્ત્રીઓની દશા અતિ દયનીય હતી. રોમિલા થાપર અનુસાર ".....ઉત્તર ભારતના ઘણા સ્થળે સતી પ્રથા જોર પકડતી જતી હતી, તો દક્ષિણ ભારતમાં દેવદાસી પ્રથા.... અનેક મંદિરોની દેવ-દાસીઓ નિર્લજ્જતા-પૂર્વક શોષિત વેશ્યાઓ બની ગઈ હતી અને મંદિરના અધિકારીઓ તેમની આવક પ્રાપ્ત કરવા લાગ્યા હતા."

*(હઝ. મુહમ્મદ સલ. સૌના માટે, પેજ-૧૭)*

## ❋ આર્યોનો અત્યાચાર ❋

- રોમીલા થાપર, એ. વી. થીઆગરાજ, પંડિત જવાહરલાલ નેહરૂ વગેરે લેખકો એક મતે જણાવે છે કે, આર્યો ઉત્તર-પશ્ચિમ એશિયામાંથી આ ઉપખંડમાં આવ્યા હતા. તે વખતે સિંધુ ખીણ પ્રદેશમાં દ્રાવિડ સંસ્કૃતિ હતી. આર્યોએ આ સંસ્કૃતિનો વિનાશ કરેલો.
- ઈ.સ. પૂર્વે બીજા સૈકાથી ઈ.સ. ચોથા સૈકા સુધી ભારતના લગભગ બધા જ મૂળ નિવાસીઓ બૌદ્ધ ધર્મ પાળતા હતા. *(ડૉ. આર. જી. ભંડારકર)*
- આર્યોએ ઈ.સ. પૂર્વે ૧૮૫માં પુશ્યામિત્રની આગેવાની હેઠળ બૌદ્ધ ધર્મ વિરૂધ્ધ અભિયાન ચલાવ્યું હતું. *(ડૉ. આંબેડકર)*
- શંકરાચાર્યના આદેશથી આર્ય રાજા દિગ્વિજયે રામેશ્વરથી હિમાલય સુધીના બૌદ્ધોનો સંહાર કર્યો હતો અને બૌદ્ધ મઠોનો નાશ કર્યો હતો.
- આર્યોએ સંસ્કૃતિ અને સભ્યતાના મહાન સ્મારકોનો નાશ કર્યો હતો અને ભારતના મૂળ નિવાસીઓને ગુલામ બનાવ્યા હતા. *(ડૉ. રાધાકમલ ચેટરજી)*

*(દિવ્ય પ્રકાશ : જનાબ હસન મૂસા રાવત)*

## ❋ હિંદુ સમાજની વર્તમાન સમસ્યાઓ ❋

ઉપરોક્ત બાબતો આપ (સલ.)ના સમયે હતી. હાલમાં પણ હિંદુ સમાજ જે સમસ્યાઓથી ઘેરાયેલો છે, તેનો થોડો

ચિતાર સ્વામી સચ્ચિદાનંદ સાહેબના પુસ્તક "આપણે અને પશ્ચિમ"માંથી જ અમૂક ફકરાઓ નકલ કરી દર્શાવવા માંગુ છું. જેનાથી આપણા ગેરમુસ્લિમ ભાઈઓના પ્રશ્નો વિશે ખ્યાલ આવી જશે...

❝ અત્યારે એકલા હરદ્વારમાં જ પાંચથી દશ હજાર મંદિરો થઈ ગયાં છે અને હજી બીજાં થઈ રહ્યાં છે. આપણે મંદિરઘેલી પ્રજા તો નથી ને ? ડહાપણની બાદબાકી થયા પછી ઘેલછાનો સરવાળો થવા લાગતો હોય છે. કોઈ પણ ગામના કોઈ પણ તળાવની પાળે જઈને જોજો, કેટલાય દેવોની કેટલીય દેરીઓ જોવા મળશે. અને હજી પણ નવી દેરીઓની જરૂરિયાત જણાય છે ! એકતા વિના ભવ્યતા ન આવી શકે. ઈશ્વરની એકતા, ધર્મની એકતા અને પ્રજાની એકતા. આ ત્રણ એકતા હોય તો જ ભવ્યતા લાવી શકાય. હજારો ભગવાનો હોય, હજારો ધર્મો હોય અને હજારો ભાગમાં વહેંચાયેલી પ્રજા હોય, તો કદી એકતા ન થઈ શકે. *(પેજ-૧૮૨)* ❞

❝ કેટલાક લોકો રાત-દિવસ મુસ્લિમોને ગાળો દઈને ધૃણા ફેલાવવાથી પ્રશ્ન ઉકલી ગયો સમજે છે. મારી દૃષ્ટિએ બે બાબત સિવાય બધી બાબતોમાં મુસ્લિમો હિન્દુઓથી ચડિયાતા સાબિત થાય છે. પહેલી બાબત છે શિક્ષણ અને બીજી બાબત છે આર્થિક દશા. આ સિવાય સામાજિક, રાજકીય અને ધાર્મિક ક્ષેત્રોમાં તે ઘણા ચડિયાતા છે. તેમનો સમાજ ઘણો વિશાળ અને ઘણો ઉદાર છે. જ્યારે હિન્દુઓ અસંખ્ય જ્ઞાતિઓ તથા પેટાજ્ઞાતિઓમાં વહેંચાયેલા છે. અને પ્રત્યેક જ્ઞાતિ બીજી જ્ઞાતિથી ઉંચી હોવાનો દાવો કરીને નીચેની જ્ઞાતિમાં

ભળી ન જવાય તેની સાવધાની રાખતી રહી છે. કન્યાને સ્વીકારવાની બાબતમાં મુસ્લિમો જેટલા ઉદાર થઈ શકે છે, તેટલા હિન્દુઓ નથી થઈ શકતા. સુખમાં કે દુ:ખમાં મુસ્લિમો જેટલા એકબીજાની નજીક આવી શકે છે, તેટલા હિન્દુઓ નથી આવી શકતા. આના કારણે નાની સંખ્યામાં હોવા છતાં પણ તેઓ જે કાર્ય કરી શકે છે, તે ઘણી વિશાળ સંખ્યામાં હોવા છતાં હિન્દુઓ નથી કરી શકતા. રાજકીય રીતે પણ તેઓ વધુ કુશળ છે. ભલે તેમનામાં શૈક્ષણિક લાયકાત તથા આર્થિક સધ્ધરતા ઓછી હોય, પણ રાજકીય કુશળતા ક્યાંય વધારે છે. આપણે એ ન ભૂલવું જોઈએ કે આ મુઠ્ઠીભર મુસ્લિમોએ રાજપૂતો વગેરેનો સાથ લઈને સદીઓ સુધી ભારત ઉપર રાજ્ય કર્યું હતું. આવું રાજ્ય માત્ર તલવારના જોરે ન કરી શકાયું હોત, જો તેમનામાં મુત્સદ્દીગીરી ન હોત. (પેજ-૨૧૦) ❞

❝ આમ તો મુસ્લિમોએ પણ ઘણી મસ્જિદો બાંધી છે, પણ તેમનામાં અને આપણામાં કેટલાક પાયાના ભેદ છે. ઘણી મસ્જિદો હોવા છતાં પ્રત્યેક મસ્જિદમાં એક જ અલ્લાહ છે, જ્યારે આપણા દરેક મંદિરમાં જુદા જુદા ભગવાનો છે. કેટલાક મંદિરોમાં તો એટલા બધા ભગવાનો ગોઠવી દેવાયા છે કે, પૂછવું પડે કે આ ક્યા ભગવાન છે ? (પેજ-૨૧૧) ❞

❝ મુસ્લિમોની મસ્જિદ ઓછામાં ઓછા ખર્ચે ચલાવી શકાય છે. કારણ કે અલ્લાહનો કોઈ ખર્ચો જ નથી. એટલું જ નહિ, નમાઝ પઢવાનો પણ કોઈ ખર્ચો નથી. બસ, શ્રદ્ધાથી જાઓ, હાથ-પગ ધુઓ અને કશાય ઘોંઘાટ વિના લાઈનમાં (ક્રમ પ્રમાણે) ઉભા રહીને નમાઝ પઢો.

કોઈ ધક્કામુક્કી નહિ, કોઈ ઉંચનીચતા નહિ. ક્યાંય કોઈ પૈસા બાબતનું બોર્ડ નહિ. (પેજ-૨૧૧) ❞

❝ હિન્દુ પ્રજા ભલે બૌદ્ધ કે જૈન ન થઈ, પણ તેની સ્પર્ધાના કારણે તેનામાં ઘણો સુધારો થતો રહ્યો. આગળ જતાં મુસ્લિમ પ્રજાનો સંપર્ક થયો. આ સ્પર્ધાના કારણે એકેશ્વરવાદી તથા સમાનતાલક્ષી ધાર્મિક સ્ફુરણ થયું. કબીર-નાનક વગેરે અનેક મહાપુરૂષોએ આ સારી વાતને ઝીલી અને હિન્દુઓને ઝકઝોર્યાં. મહર્ષિ દયાનંદજી, રાજા રામમોહન રાય, મહાદેવ ગોવિંદ રાનડે વગેરેએ આ જ વાતને શાસ્ત્રીય તથા માનવીય રૂપ આપવાનો પ્રયત્ન કર્યો. (પેજ-૨૨૦) ❞

❝ હિન્દુ પ્રજા સામે ત્રણ પ્રશ્નો છે : (૧) આટલા બધા સંપ્રદાયોથી શું મળ્યું ? (૨) હજી નવા નવા સંપ્રદાયો તથા ભગવાનો વધી રહ્યા છે, તેથી લાભ કે હાનિ થઈ રહી છે ? અને (૩) જો સંપૂર્ણ પ્રજા સંપ્રદાયોથી મુક્ત થઈને એક મૂળ સનાતન ધર્મમાં પાછી વળે તો કેટલો લાભ થાય ? આપણો નારો હોવો જોઈએ : "સંપ્રદાયમુક્ત ધાર્મિકતા" હું જાણું છું કે, આ કાર્ય (સંપ્રદાયોથી મુક્ત થઈને એક ધર્મમાં સ્થિર થવાનું) સરળ નથી, કઠિનથી પણ વધુ કઠિન છે. પણ આ સિવાય બીજો કોઈ રસ્તો નથી. ઈસ્લામે આખા વિશ્વના મુસલમાનોમાં જે એકતા કરી છે, ખિસ્તીઓએ આખા વિશ્વમાં ખ્રિસ્તીઓમાં જે એકતા કરી છે, તેવી જ એકતા જો હિન્દુ પ્રજા નહિ કરી શકે, તો દિવસના બાર વાગ્યે સૂર્ય જેટલો સ્પષ્ટ દેખાય છે, તેટલી જ પ્રજાની દુર્દશા સ્પષ્ટ છે. (પેજ-૨૩૧) ❞

❝ હિન્દુ પ્રજાની સામે ગંભીર પડકાર વ્યક્તિપૂજાનો છે. મુસ્લિમો કે ખ્રિસ્તીઓ વ્યક્તિપૂજાથી બચે છે એટલે

બળવાન બને છે. કોઈ પણ મસ્જિદમાં કે ચર્ચમાં જઈને જુઓ તો ખ્યાલ આવશે કે, ત્યાં માત્ર અલ્લાહની જ વાત થાય છે. કોઈ મૌલવી કે મૌલાના પોતાના મહિમાની વાત નથી કરતો કે નથી કરાવતો. અલ્લાહ સિવાય બીજા કોઈનો મહિમા નહિ. આના કારણે મુસલમાનો એક અલ્લાહમાં દૃઢ થાય છે. શંકામુક્ત થાય છે તથા દૃઢ ઈમાનવાળા થાય છે. આ રીતે તેમની બ્લૂપ્રિન્ટ તેમને શક્તિ આપે છે. બીજી તરફ આપણે સપ્તાહોમાં રોજ એક નવા ભગવાનનો જન્મ કરાવીએ છીએ. માણસના જેવી જ ભગવાનની કથાઓ – સ્ત્રીઓ, બાળકો, વેવાઈઓ, યુદ્ધો, શાપો, આશીર્વાદો વગેરેની એવી એવી કથાઓ લોકોને સંભળાવીએ છીએ કે લોકોના મનમાં સાચી શ્રદ્ધા કે દૃઢતા થવાની જગ્યાએ જુદા જુદા ભગવાનોમાં ચંચળ વૃત્તિ થાય છે. પરમેશ્વર અજન્મા જ હોય તો માણસો જેવી તેમની કથા ન હોય. પણ આપણે અજન્મા પરમેશ્વર કરતાં જનમતા–મરતા ભગવાનો તરફ પૂરેપૂરા વળી ગયા છીએ, તેથી એકેશ્વરવાદ સ્થાપિત નથી કરી શકાતો. *(પેજ-૨૩૪)* ❞

❝ ઈસ્લામના વિજયના અનેક કારણોમાંનું એક મહત્વનું કારણ છે ધાર્મિક સમાનતા. હિન્દુ પ્રજાની દુર્દશાના અનેક કારણોમાંનું એક મહત્વનું કારણ છે વિષમતા, ડગલે ને પગલે વિષમતા. વર્ણ આધારિત, જાતિ આધારિત, સ્થિતિ આધારિત આ વિષમતા, કોઈની ગેરસમજથી ભૂલથી આવી હોત તો તેને દૂર કરવામાં આટલી તકલીફ ન પડત. પણ આ વિષમતા શાસ્ત્રસ્થાપિત છે, એટલે તેને દૂર કરવામાં કઠિનાઈ આવી રહી છે. *(પેજ-૨૪૨)* ❞

ઉપર જણાવેલ બાબતો આપણને સૌપ્રથમ અલ્લાહ પાકનો શુક્રિયહ અને આભાર વ્યક્ત કરવાની પ્રેરણા આપે છે કે, તેણે આપણને પોતાની ઝાત સિવાય બીજાઓ સામે નમવાથી બચાવ્યા. તથા વ્યક્તિ પૂંજાની જગ્યાએ પોતાની જ ઈબાદત કરવાનો આદેશ આપ્યો. આપણને જે અમાનત (તૌહીદ)વાળો સંદેશો (પયગામ) અલ્લાહપાકના સમગ્ર બંદાઓ સુધી પહોંચાડવાનો આદેશ કર્યો છે, તેમાં આપણી કોતાહીને માફ કરી આપણને આ પયગામ સારી રીતે સમજી તેના ઉપર અમલ કરવાની તથા તેને અલ્લાહપાકના બંદાઓ સુધી પહોંચાડવાની તૌફીક આપે, આમીન.



## * ઈસ્લામી ઈતિહાસનો મહાન ફિત્નો *

હિકમતે મગરિબસે મિલ્લતકી યે કયફિયત હુઈ
ટુકળે ટુકળે જીસ તરહ સોનેકો કર દેતા હે ગાઝ

ઈસ્લામી ઈતિહાસ સાક્ષી છે કે, જ્યારે પણ ઈસ્લામ દુશ્મન તાકતોએ મુસલમાનોની એકતા અને તાકત તોડવાનો કે આપસમાં લડાવવાનો પ્લાન બનાવ્યો છે તો હંમેશા મુસલ-માનોમાં પ્રાદેશિક, કૌમી, જાતિવાદી, જૂથવાદી અને ભાષાકીય વિવાદો ઉભા કરીને જ સફળતા મેળવી છે. સહાબાએ કિરામ (રદી.)ના યુગથી લઈ આજ સુધીનો ઈતિહાસ આપણા સમક્ષ છે. ખાસ કરીને પાછલા સો વર્ષોમાં આરબો અને તુર્કો વચ્ચે વૈમનસ્ય અને નફરતના વાતાવરણે ઈસ્લામી ખિલાફતને ખતમ કરી મુસ્લિમ ઉમ્મતનો કચુંબર કરી નાંખ્યો.

હુવા હે બંદએ મુઅમિન ફસૂનએ અફરંગ
ઈસી સબબસે કલંદરકી આંખ હે નમનાક

આરબ દેશોમાં રાષ્ટ્રવાદના ઈતિહાસનું અવલોકન કરીશું, તો સ્પષ્ટ થશે કે ત્યાં આ વિચારધારાના સંસ્થાપક અને નિર્માતા સઘળા ઈસાઈ અને યહુદી હતા. વર્તમાન યુગના પ્રખર યુરોપિય વિદ્વાન પ્રો. ફિલિપ કે. હિટ્ટી પોતાના પુસ્તક 'ઈસ્લામ અને યુરોપ'માં લખે છે કે આ લોકો મુખ્યત્વે સિરિયા અને લેબનાનના ઈસાઈઓ જ હતા. જેમણે આ યુરોપિય વિચારધારા (જાતિવાદ)ને ઈજીપ્ત (મિસર) વગેરે દેશોમાં ફેલાવી. આ વિચારધારામાં રાષ્ટ્રવાદ, રાષ્ટ્રપિતા, રાષ્ટ્રીયતા, માનવ હક્કો જેવા લોભામણા શબ્દોનો પ્રયોગ કરી તુર્કી ખિલાફતનો ખાતમો બોલાવ્યો. ખિલાફતના બંધનથી મુક્તિ

અપાવવી એ રાષ્ટ્રવાદ (નેશનલિઝમ)ની વિચારધારાને અમલીરૂપ આપવાથી જ શકય બન્યું. પ્રખર ઈતિહાસકાર (GEORGE ANTONIUS) પોતાના પુસ્તક 'THE AREB AWAKENING'માં વધુ વિગતો આપતા જણાવે છે કે, આરબમાં રાષ્ટ્રવાદી, જાતિવાદી, આંદોલનનો પ્રારંભ વ્યવસ્થિત રીતે સુલતાન અ.હમીદના રાજ્યાભિષેકથી બે વર્ષ પહેલા ૧૮૭૫માં થયો. પાંચ ઈસાઈઓ (ખ્રિસ્તી)એ એક ગુપ્ત કમિટી બનાવી. ઘણી જ ગુપ્તતા સાથે આરબ રાષ્ટ્ર-વાદના નામે ૨૨ માણસોને પોતાની કમિટીના મેમ્બર બનાવ્યા. આ કમિટીમાં બે માણસો અગ્રેસર હતા : (૧)નાસિફ યાઝજી (૨) પિટરસ બુસ્તાની. આ બંનેવ લેબનોનના ઈસાઈઓ હતા. બુસ્તાનીએ જ સૌપ્રથમ ઘોષણા કરી કે, **'હુબ્બુલ્વતની મિનલઈમાન'** અર્થાત્ વતન પ્રેમ ઈમાનનો અંશ છે.

આગળ લખે છે કે, પ્રારંભમાં મુસ્લિમો આ ચળવળને શંકાસ્પદ સમજતા હતા. પરંતુ ધીમે ધીમે રાષ્ટ્રવાદના મીઠા ઝહેરથી તે પ્રભાવિત થઈ કાર્યશીલ થઈ ગયા.

આ જ પ્રમાણે તુર્ક જવાનોમાં પણ જાતિવાદની ચળવળ હેઠળ "મહાન તુર્કરાષ્ટ્ર"ના વિચારો ઉદ્દ્ભવ્યા. તુર્કીમાં પણ જાતિવાદના સંસ્થાપક ઈસાઈ જ હતા. તુર્કીની પ્રખર લેખિકા ખાલિદહ અદીબ ખાનમ પોતાના પુસ્તક "Onfliet of East and West in Turkey"માં લખે છે કે, એક તરફ તુર્કીના મુસ્લિમ યુવાનો લોકશાહીની ઘોષણા કરવા માંડયા, તો બીજી તરફ તુર્કીના ઈસાઈઓ નેશનલિઝમ (જાતિવાદ)ને વળગી રહ્યા.

આ પ્રમાણે યહુદીઓ અને ઈસાઈઓને મુસ્લિમ દેશોમાં રાષ્ટ્રવાદ, જાતિવાદ અને જૂથવાદ ફેલાવી એકબીજાથી નફરત, દ્વેષ અને શત્રુતાના બીજ વાવી અંદરો-અંદર લડાવ્યા. અને છેવટે ઈસ્લામી તઅલીમ ઉપર આક્ષેપો કરવામાં આવ્યા કે ઈસ્લામમાં વિભિન્ન જાતિઓ, ભાષાઓ, રંગો અને વંશોને એક તાંટણે બાંધી રાખવાની લાયકાત નથી. અને ઈસ્લામી અકીદાના આધારે કોઈ સમાજને સરકાર (STATE) રચી શકતા નથી. અને જો રચાય જાય તો તે સ્થિર રહી શકતી નથી. તેના માટે પાકિસ્તાન–બાંગ્લાદેશના દાખલાઓ ટાંકવામાં આવ્યા.

હાલાંકે ૧૨૦૦ વર્ષ સુધીનો મુસ્લિમ ઈતિહાસ સાક્ષી આપે છે કે, સ્પેનથી લઈ ભારત સુધી ફક્ત કુર્આન અને હદીષ શરીફની બુન્યાદ ઉપર જ મુસ્લિમ એકતાનો સ્થંભ કાયમ રહ્યો. અને જ્યારથી યુરોપિય તાકતોએ રાષ્ટ્રવાદ, જાતિવાદના બીજ વાવી આપસમાં વેરઝેરની ભાવના પેદા કરી ત્યારથી જ આ એકતા ખંડિત થઈ ગઈ.

યુરોપિય પ્રખર વિદ્વાનો અને ઈતિહાસકારો કબૂલ કરે છે કે, ઈસ્લામી શિક્ષણે જ સંકુચિત વિચારોવાદો અને જૂથોમાં સબડતા વિશ્વ સમાજમાં રંગ-રૂપ, નાત-જાત, ઉંચ-નીચ, વર્ણભેદ, રાષ્ટ્ર તથા ભાષા, ભેદો મિટાવી સર્વેને ભાઈ-ભાઈ બનાવી પૃથ્વીના પાલનહારનો પાલવ પકડાવ્યો. અને માનવ આત્માને આધ્યાત્મિક પ્રકાશ, પવિત્રતા અને અનેરી ક્રાંતિનું માધ્યમ હોવાનો પરિચય આપી તેની સુધારણા ઉપર ધ્યાન કેન્દ્રિત કરવાનો આદેશ આપ્યો.

## * શયતાની કૂટનિતિ અને ચતુરતા *

જાતિવાદ, પક્ષપાતનું મુખ્ય કારણ સહીહ દીની સમજ અને જાણકારીની કમી તથા ઉણપ છે. દિલ સાથે દિમાગનું પણ મુસલમાન હોવુ જરૂરી છે.

**બદલકે ભેસ ઝમાનેમેં ફિરસે આતે હૈં**
**અગરચે પીર હે આદમ જવાં હે લાતો મનાત**

શયતાનની આ ચાલ (Strategy) રહી છે કે તે મુસલમાનમાં જે બાબતે કમઝોરી જુએ છે તે તરફથી જ હુમલો કરે છે. તે દરેક વર્ગ અને જાતિ ઉપર એક જ પ્રકારનો અને એક જ હથિયારથી હુમલો નથી કરતો. તે દીનદાર અને પરહેઝગાર માણસોને ગુનાહ અને બુરાઈનું પ્રલોભન અને પ્રેરણા નથી આપતો, કારણકે તેમાં તેને સફળતા મળવાની આશા નથી હોતી. તે નેક લોકોને રિયાકારી, અહંકાર, અભિમાન, હોદ્દા લાલસા અને હસદ (ઈર્ષા) જેવી આત્મિય (રૂહાની) બીમારીમાં સપડાવે છે.

મૌલાના અહમદઅલી લાહોરી (રહ.)થી મૌલાના ઈલ્યાસ કાંધલ્વી રહ. (તબ્લીગ જમાઅતના અમીર)એ નસીહતની દરખાસ્ત કરી, તો મૌલાના લાહોરી (રહ.)એ ફરમાવ્યું કે, અહલે હક્ક ફિર્કામાં સૌથી પહેલુ જે બાતિલ પ્રવેશે છે તે ગિરોહ અને જમાઅતબંધી છે. તમો તમારી જમાઅતને તેનાથી બચાવજો.

અમુક માણસો દીનદાર, તહજ્જુદગુઝાર હશે, પરંતુ

તેમનામાં દીની ભાન અને સમજ બિલ્કુલ ઓછી હશે. જાહિલી, શયતાની દાવપેચ ન જાણી શકવાને લઈ ઘણી જ આસાનીથી શૈતાન તેમને પોતાના ચેલાઓ મારફત ઈસ્લામની જડો ખોખળી કરવા માટે વાપરી લે છે. તેમને પોતાની સાદગી અને ઈબાદતોની બાહ્ય સૂરતમાં એ પણ ખબર નથી હોતી કે, તે ઈસ્લામ દુશ્મનોનો હાથો બની ચૂકયા છે.

ઈસ્લામી ઈતિહાસમાં આ પ્રમાણેના સંખ્યાબંધ બનાવો બની ચૂકયા છે. માટે ફકત ઈસ્લામથી મુહબ્બત કાફી નથી. તેની સાથે ગેરઈસ્લામી વિચારધારાઓ, ફેલોસોફી અને પ્રચાર માધ્યમોથી નફરત પણ જરૂરી છે. કુર્આન શરીફની ઘણી આયતોમાં શયતાન, તાગૂત અને જાહિલી પ્રચારકોથી દૂર રહેવાનુ વર્ણન ઈમાનથી પણ પહેલું કર્યુ છે. કલિમએ તય્યિબહમાં પણ પ્રથમ 'લાઈલાહ' મારફતે અલ્લાહ તઆલા સિવાયનો વિરોધ કરી પછી "અલ્લાહ"ની દઅવત આપવામાં આવી. હદીષ શરીફમાં કુફ્રની જાહિરી નિશાનીઓ, ચિન્હોથી પણ દૂર રહેવાનો આદેશ આપવામાં આવ્યો છે. તો જ ઈમાનની મિઠાસ ચાખી શકાશે.

માટે એક મુસલમાનને ઈસ્લામ વિરૂધ્ધ કૃત્યો અને દુશ્મનોના જાણે-અજાણે હાથો બનવાથી એ પ્રમાણે નફરત જરૂરી છે કે, જો સ્વપ્નમાં પણ તે જાહિલી, જાતિવાદ વગેરે બાબતોમાંથી કોઈ વસ્તુ જોઈ લે તો તેના મોઢામાંથી ચીસો અને બૂમો પડી ઉઠે, અને તરત જ તે તૌબા-ઈસ્તિગફાર કરવા માંડે. તો જ સાચા ઈમાનની મિઠાસ પામી શકીશું.

# ❋ કાદયાની ફિત્નાના દાવપેચ ❋

ગુજરાતના અમુક અંદરના ગામડાઓમાં કાદયાની ધર્મપ્રચારકોએ ભોળાભાળા મુસ્લિમોને લાલચો આપીને પોતાના તરફ આકર્ષિત કરી હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની જગ્યાએ મિર્ઝા ગુલામ અહમદ કાદયાનીને પોતાના નબી માનવા રાજી કરી લીધા છે. આવી રીતે લોકોને ઈસ્લામથી વિમૂખ કરી કુફ્રનું ખુલ્લે ખુલ્લુ આમંત્રણ અપાય રહયું છે. થોડા મહિનાઓ પહેલા અમદાવાદ શહેરના બળવંતરાય હોલમાં કાદયાનીઓની એક બેઠક યોજાઈ ગઈ છે. અમદાવાદ, સુરેન્દ્રનગર અને કચ્છ જિલ્લામાં તથા ભૂજ અને અમદાવાદ શહેરમાં પણ કાદયાનીઓ ઘણા સક્રિય છે. ગુજરાતના મુસ્લિમોના બધા જ ફિરકાઓ માટે આ બાબત ઘણી જ અફસોસનાક છે. આશા છે કે આ બાબતને ગંભીરતાથી લઈ તેના વિશે પોતાની આજુબાજુના મુસ્લિમોને સજાગ-સભાન કરવામાં આવે.

તદ્દન વેરાન ગામોમાં કાદયાની પ્રચારક મુસ્લિમોની ગરીબી, અભણતા અને ભોળપણનો ફાયદો ઉઠાવી, રોડ બનાવી આપીને, ગટર વ્યવસ્થા તથા લાઈટનો બંદોબસ્ત કરી દઈ, નવજુવાનોને ટીશર્ટ-પેન્ટ અને મોબાઈલ લાવી દઈ, રાત્રે પોતાના ઘરે નાસ્તા પાર્ટી યોજી જવાનોને ભેગા કરીને, પાણીના કૂવા ખોદી, મફત પાણીની વ્યવસ્થા કરી આપીને, મફત ભણાવવાની વ્યવસ્થા કરી આપીને, પોતાનો વગ વાપરી નોકરી અપાવીને, સામેથી પૈસા આપી મુસ્લિમ

ઘરોની છોકરીઓને નિકાહમાં લાવીને, દોસ્તીઓ બાંધી દોસ્તીના નામે પોતાની ધાર્મિક કિતાબો વાંચવા આપીને, અભણ માણસોને અમુક અકીદાઓ વિશે ભોળવીને, મુસલમાન ફિરકાઓના આંતરિક મતભેદો બહાર લાવી તેમનાથી વિખુટા પાડીને તેમજ મિર્ઝા ગુલામ અહમદ કાદયાનીની નબીનો દાવો કરવા પહેલાની કિતાબો પઢવા આપીને, પોતાને મુસલમાન જાહેર કરીને એક સાદા મુસલમાનને કાદયાનીયતની જાળમાં એવો લપેટી લેવામાં આવે છે કે, છેવટે તે પોતાના દીનથી હાથ ધોઈ નાંખે છે. આ ફક્ત કલ્પનાઓ નથી. એક પ્રચારકને કેવી રીતે તૈયાર કરવામાં આવે છે તે વાંચો ! જેમ કે આંધ્રપ્રદેશના કાદયાની મુબલ્લીગે જણાવ્યું કે, સારી તઅલીમના નામે હોશિયાર છોકરાઓને કાદયાન મોકલવામાં આવે છે. ત્યાં તેમને જવાનીની રંગીનીથી ભરેલો વી.સી.આર.વાળો રૂમ આપવામાં આવે છે. તેમની સેવા-ચાકરી માટે જવાન છોકરીઓને રાખવામાં આવે છે. અંત આપ સમજી શકો છો. આ દરમ્યાન રૂમમાં પહેલેથી છુપાવેલા કમેરાથી ફિલ્મ ઉતારી લેવામાં આવે છે. પછી આ ફિલ્મ વડે તને બ્લેક-મેઈલ કરી દેશભરમાં જરૂરતની જગ્યાએ કાદયાનીયતની તબ્લીગ અર્થે મોકલવામાં આવે છે. જો તે આનાકાની કરે તો ધમકી આપવામાં આવે છે કે, તારી ગંદી વિડીયો ફિલ્મ તારા ઘરવાળાઓને બતાવીશું !

આ છે આપણી ગફલતનો નતીજો કે, જ્યાં હક પરસ્ત

જવાં તૈયાર નથી ત્યાં બાતિલ પરસ્ત પહોંચીને પોતાનું કામ શરૂ કરી દે છે.

મુસ્લિમ ભાઈઓ ! આ તો ગુજરાતના પછાત ગામડા-ઓની કહાની છે. અને દીનદાર ગામો તથા શહેરોનો હાલ પણ સારો નથી. ઘણા દીનદાર ભાઈ—બહેનોને કાદયાની ધર્મ શું છે ? તેમના અકીદા તથા પ્રોગ્રામો શું છે ? તેમનો ઈતિહાસ કેવો છે ? અને ભવિષ્યના ઈરાદાઓ શું છે ? ખત્મે નુબૂવ્વતનો અકીદો કેટલો જરૂરી છે ? આ બધી બાબતોનું બિલ્કુલ જ્ઞાન નથી. દરેક મુસલમાન સાચા ઈસ્લામી અકીદાનું જ્ઞાન ધરાવવાની સાથે ઈસ્લામ વિરૂદ્ધ થતી પ્રવૃત્તિઓથી પણ સજાગ રહે. જેથી પોતાના તથા ઘરવાળાઓના ઈમાનની હિફાઝત કરી શકે. અલ્લાહપાક મૌત સુધી દરેક ઈમાન-વાળાના ઈમાનની હિફાઝત ફરમાવે, આમીન.

આ જુઠા નબીની વિરૂધ્ધ બધા જ મુસ્લિમો ચાહે તે કોઈપણ ફિરકાના હોય, દેવબંદી, બરેલી, શીયા-સુન્ની, ગેરમુકલ્લીદ, અહલે હદીષ, જમાતે ઈસ્લામી વગેરે બધાએ જ ગંભીરતાથી વિચારી એકજૂથ થઈ મક્કમતાથી મુકાબલો કરવો પડશે. કારણકે આ આપણા પ્યારા નબી જનાબ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની નબૂવ્વતના વિરૂધ્ધ બળવો છે. જેને કોઈપણ આશીકે રસૂલ (સલ.) કદી પણ બરદાશ્ત કરી શકતો નથી.

માટે દરેક ફિરકાના આલિમો, જાણકારો અને મુબલ્લિગોએ આપણા સમાજના ભોળાભાળા મુસ્લિમોને

સહીહ અકીદો સમજાવવો જોઈએ. અને જ્યાં મુસ્લિમોની વસ્તી ઓછી હોય, આર્થિક રીતે પછાત હોય ત્યાં નાના નાના મદ્રસાઓ કાયમ કરવા જોઈએ. તેમની પ્રાથમિક જરૂરતો અનાજ, પાણી, લાઈટ વગેરેની વ્યવસ્થા કરવી જોઈએ. અમુક મોટા ગામોમાં બચ્ચોંકા ઘર સ્થાપવા જોઈએ, જ્યાં ગરીબ ગામડાઓના બચ્ચાંઓની બોર્ડિંગ–લોજીંગ સાથે સ્કૂલ–મદ્રસાની વ્યવસ્થા હોય, તેમને કિતાબો, ચોપડીઓ, નોટબુકો વગેરે ફ્રીમાં આપવાની વ્યવસ્થા કરવામાં આવે. અને જ્યાં કાદયાની લોકોની કોઈપણ પ્રકારની પ્રવૃત્તિઓનો અણસાર આવે તો ત્યાંના આગેવાનોને જાણ કરી ત્યાંના મુસ્લિમોમાં જાગૃતિ લાવવાની ભરપૂર કોશીશ કરવામાં આવે. આ બાબતે કોઈપણ જાતની સુસ્તી કે લાપરવાહી પાછળથી ઘણા મોટા નુકસાનમાં નાંખી દે છે.

અને જે મુસ્લિમો દુનિયાના ભૌતિક ફાયદાઓ માટે અથવા અંગત લાભ ખાતર કાદયાની બની ગયા છે. અથવા પ્રભાવિત છે, તેમનાથી વિનંતી છે કે તે આ મસ્અલાને મામુલી ન સમજે. આપણી દુન્યાની ઝિંદગી તો થોડા દિવસની છે. અને આખિરતની ઝિંદગી હમેંશાની છે. ત્યાં એક એક અમલનો બદલો મળશે. માટે મામૂલી દુનિયાના નફાને લઈ આખિરતની હમેંશાની તકલીફોમાં પોતાને ન નાંખે. મુકદ્દરની રોઝી કોઈ છીનવી શકવાનું નથી. અને જે મુકદ્દરમાં નથી તે કોઈ આપી શકવાનું નથી. અલ્લાહપાક આપણા સૌના ઈમાનની હિફાઝત ફરમાવે, આમીન.

## * પરવેઝી ફિત્નાનું અસલ સ્વરૂપ *

અંગ્રેજી સામ્રાજ્યમાં જે ચળવળો ઈસ્લામને નુકસાન પહોંચાડવા માટે ઉઠી, તેમાં સર્વ પ્રથમ ચળવળ પ્રકૃતિવાદ (નેચર) ની હતી. ત્યારબાદ 'કાદિયાનીયતે' નવી નુબુવ્વતના નામે જન્મ લીધો. એક તરફ "ચકળાલવીયતે" ઈન્કારે હદીષનો ફિત્નો ઉઠાવ્યો તો બીજી તરફ "ખાકસાર તહરીકે" માથું ઉંચકયું. ત્યારબાદ બધી ચળવળોનું મિશ્રણ મિસ્ટર પરવેઝના ભાગે આવ્યું. કમ્યુનિઝમની બદબૂએ તે બધા પર વધારો કર્યો. તેથી જ પરવેઝી લિટરેચરમાં કોમ્યુનિઝમનું સમગ્ર આર્થિક માળખું અને તેની ધર્મ વિમુખતા, નેચરીયતની ભૌતિકતા, કાદિયાનીયતનો ઈન્કાર અને હઠધર્મી, ચકળાલ -વીયતની જેમ ઈન્કારે સુન્નત, ખાકસારો જેવો હસ્તક્ષેપ વગેરે બધી બુરાઈઓ એકીસાથે મૌજૂદ છે. અને મિસ્ટર પરવેઝની જાદુઈ કલમે તેમાં બમણો વધારો કર્યો છે.

મિસ્ટર ગુલામ અહમદ પરવેઝ તેમની બદકિસ્મતીથી મિરઝા ગુલામ અહમદ કાદિયાનીના હમનામ અને હમવતન હતા. અને બદદીનીમાં તેના રાહપંથી પણ હતા. એક જમાના સુધી તે હદીષ–સુન્નતના ભરપૂર હિમાયતી હતા. તે વિષય પર લખેલ એક લેખ "અલ–ફુરકાન" લખનૌમાં છપાયો હતો, પરંતુ બદકિસ્મતીથી અંગ્રેજ સામ્રાજ્યમાં દિલ્હીની સેક્રેટરેટમાં તેનો ઉછેર થયો. તે માણસે પોતાના પહેલાના ગુમરાહ લોકોના અકીદહ અને માન્યતાને કબુલ કરી પોતાના તરફથી નવા રૂપમાં રજુ કરવાનું શરૂ કર્યું. તે માટે અંજુમન

"તુલૂએ ઈસ્લામ"ની સ્થાપના કરી. પરવેઝનો કાલ્પનિક નકશો હજુ અધૂરો હતો. તે જ વખતે દેશના ભાગલા પડયા અને પરવેઝ સાહબને દિલ્હીની સેક્રીટરેટની જગ્યાએ કરાંચી સેક્રીટરેટમાં આશરો મળ્યો. ત્યાંની બેદીન અફસર શાહીના આશિર્વાદ અને કૃપાથી તેણે "કુર્આની નિઝામે રૂબુબિયત"નો નકશો તૈયાર કર્યો, જેના બુનિયાદી દસ્તાવેજની પ્રથમ કલમ આ પ્રમાણે હતી.

કુર્આને કરીમમાં જ્યાં અલ્લાહ રસૂલનો ઉલ્લેખ છે. તેનો ભાવાર્થ "મરકઝે નિઝામે હુકુમત" (શાસન વ્યવસ્થાનું કેન્દ્ર) છે. *[મઆરીફુલ કુર્આન : ભાગ–૪, પેજ–૬૨૩]*

મિસ્કીન મીર્ઝા ગુલામ અહમદ કાદિયાનીએ "અલ્લાહના રસૂલ" બનવા માટે પોતાની ઉપર ખુદાઈ વાણી અવતરે છે, તેવી મનઘડત કહાની રચવી પડી હતી. પરંતુ ચૌધરી ગુલામ અહમદ પરવેઝની કુર્આની દીર્ઘદ્રષ્ટિએ ? ગુલામ મુહમ્મદ, સીકંદર મીર્ઝા અને ઐયુબખાન જેવા લોકોને કલમના એક ઝાટકે "અલ્લાહ અને રસૂલ" બનાવી દીધા. પરવેઝ દ્વારા આ પ્રમાણે કદરદાની કરવાથી સરકારી અમલદારો ખુશ થઈ ગયા. અને પરવેઝ સાહબની માન્યતાઓ અને અકીદાને ફેલાવવા માટે સરકારી મદદના દ્વાર ખુલી ગયા.

પરવેઝ સાહબે નવા "ખુદા અને રસૂલ" તો શોધી લીધા, પછી હવે પ્રશ્ન ઉઠયો કે નવા "ખુદા વ રસૂલ"ની આજ્ઞાનું પાલન કેવી રીતે કરવું ? અને હઝરત મુહમ્મદ (સલ.)ના લાવેલા મઝહબનું શું કરવું ?

પરવેઝની કહેવાતી ઊંડી સમજે તેનો ઉકેલ એ કાઢયો કે દીનને બદલવાની પૂરેપૂરી સત્તા સરકારી અમલદારોને આપી દેવામાં આવે, તેઓ નમાઝને બદલવા ચાહે તો બદલી શકે. રોઝાને અમાન્ય ઠરાવવા ચાહે તો પણ કરી શકે. ઝકાતના માળખાને છિન્નભિન્ન કરવા ચાહે તો કરી શકે છે. ટૂંકમાં સરકારી અમલકર્તા એટલે કે પરવેઝ સાહબના બનાવેલ 'ખુદા–રસૂલ'નું કાર્ય દીને ઈસ્લામના રૂપને બદલવાનું છે. અને મુસલમાનોનું કામ આ વિકૃત થઈ ગયેલા મઝહબ પર ચૂં કે ચાં કર્યા વગર અમલ કરવાનું છે.

પરવેઝ સાહેબને અહેસાસ હતો કે ઉલમા તેની ઘડેલી મૂર્તિઓ સામે પોતાનું મસ્તક નમાવવા તૈયાર નહીં થશે અને ન તો પરવેઝ માન્ય "ખુદા–રસૂલ"ને ઈસ્લામમાં ફેરફાર કરવાની પરવાનગી આપશે, તે માટે પરવેઝ સાહબે ઈસ્લામ સહિત ઈસ્લામની સિકયુરીટી ફોર્સ એટલે કે ઉલમાએ ઉમ્મતની દિશામાં પોતાની બેદીની વડે નિશાન ટાંકયુ. કદી નમાઝની મઝાક કરતા તો કદી ઝકાતની, કયારેક રોઝાનો ઠઠ્ઠો કરતા અને કયારેક હજનો, કયાંક જન્નત અને દોઝખનો તો કયાંક આખિરતની મશ્કરી કરતા.

અને સર્વ પ્રથમ તે મુલ્લાંને નિશાન બનાવવામાં આવ્યો જે ઈસ્લામના રક્ષણ ખાતર ઈસ્લામની સરહદો પર ખડે પગે ફરજ બજાવી રહયો છે. પરવેઝ સાહબ લખે છે : "જ્યાં સુધી દીનની લગામ મૌલવીઓના હાથમાં રહેશે ત્યાં સુધી સદકા નીકળતા રહેશે, ઝકાત અપાતી રહેશે, કુર્બાની

કરવામાં આવશે અને લોકો હજયાત્રાએ. અને કૌમ ઘરબાર વગર ભૂખી અને તરસી ઈસ્લામના માથે કલંક બની રહેશે.''

પરવેઝ સાહબ ''મરકઝે મિલ્લત''ની તાકાતથી આખા દીનમાં તળીયા ઝાટક ફેરફાર કરવા માંગતા હતા, પરંતુ ઉલમાએ ઉમ્મત તેના રંગમાં ભંગ પડાવતા હતા. પરવેઝ સાહબના ખુદા વ રસૂલ (જેમને ''મરકઝે મિલ્લત''નું નામ આપે છે) તે વખતે સિકંદર મિર્ઝા હતા. પ્રથમ તો મુલ્લાઓને દરિયાપાર કરવાની ધાક–ધમકીઓ આપી. પણ તેના ઉપર અમલ કરવું જરા અઘરું લાગ્યું તો બીજી યોજના એ ઘડી કે વિદેશથી મજબૂત આલિમોને આમંત્રણ પાઠવી તેઓના સામે પોતાના જાદુઈ 'નિઝામે રબૂબીયત'ની સ્પષ્ટતા કરવી, જેથી કદાચ પાકિસ્તાનના ઉલમા પણ પ્રભાવિત થઈ સહમત થઈ જાય. સાથે સાથે પરવેઝ સાહબે દીને ઈસ્લામના ફેરફારની જે સ્કીમ તૈયાર કરી હતી, તેની પૃષ્ઠિ પણ બહારના આલિમોથી મળી જાય.

આથી ઈ.સ. ૧૯૫૭ના અંતમાં અને ઈ.સ. ૧૯૫૮ના પ્રારંભમાં લાહોર મુકામે એક મિટીંગ યોજવામાં આવી. પરવેઝના 'ખુદા–રસૂલે' જોરશોરમાં તેની તૈયારીઓ કરી. આ બધી કવાયતના કેન્દ્રમાં પરવેઝ સાહબ હતા. આ બેઠકમાં વાતચીતનો મુખ્ય મુદો 'બેન્કના વ્યાજને હલાલ ઠેરવવું' અને બેપર્દગીની ઈજાઝત આપવાનો હતો. મિસરથી ખાસ ખાસ આલિમોને આમંત્રણ આપવામાં આવ્યુ હતું. કારણકે મિસર એક મુદ્દતથી ''સ્વછંદી સ્વભાવ''માં આગળ પડતુ ગણવામાં

આવે છે. પાકીસ્તાનમાંથી મુફતી મુહંમદ શફીઅ સાહબ તથા મૌલાના મુહંમદ યુસુફ સાહબ બિન્નોરીને પણ આમંત્રણ પાઠવ્યું હતું. હિન્દુસ્તાનમાંથી મૌલાના અબૂલ હસન અલી નદવી સા. અને "સિદકે જદીદ"ના એડીટર મૌ. અ.માજિદ દરિયાબાદી સા.ને બોલાવવામાં આવ્યા હતા.

આરબ મુલ્કોમાંથી જે મહેમાનો પધાર્યા હતા, હઝરત બિન્નોરી (રહ.)ની તેઓની સાથે ઓળખાણ હતી, એટલે તેઓ કરાંચી ઉતરીને ન્યુટાઉન પહોંચ્યા તો હઝ. બિન્નોરી (રહ.)એ પરવેઝ સાહબની સ્કીમ અને બોલાવેલ મિટીંગનો હેતુ તેમની સામે વિગતવાર બતાવ્યો. દુનિયાભરના મુસલમાનો ભલે ગમે તેટલા નીચલા સ્તરે ઉતરી ગયા હોય છતાં તેઓથી આ ઉમ્મીદ કરવી કે તેઓ પરવેઝ સાહબના "મરકઝે મિલ્લત"ને ખુદા વ રસૂલ હોવાનું પ્રમાણપત્ર આપશે, અથવા સત્તાના નશામાં ચૂર હાકેમોને ઈસ્લામી કાનૂનમાં કાપકૂપ કરવાની મંજૂરી આપશે, આવી ઉમ્મીદ પાગલપણું છે. આ ઉમ્મીદ "સિકંદર મીરઝાની છત્રછાયામાં રહેલા પરવેઝ સાહબથી તો થઈ શકે છે, પરંતુ કોઈ દીની આલિમથી આ પ્રમાણે ઉમ્મીદ કેવી રીતે થઈ શકે છે ?

આથી જ તો મહેમાનોએ જ્યારે મિટીંગમાં પરવેઝ સાહેબનું વકતવ્ય સાંભળ્યું તો વધુ પડતા લોકોએ તેની ટીકા કરી અને પરવેઝ સાહબ અને તેમના "ખુદા–રસૂલ" એવા અપમાનિત થયા કે તેનો ઝખ્મ આજ સુધી દિલમાં તાજો હશે.

સત્તાની છત્રછાયામાં પરવેઝ સાહબની માન્યતાઓ અને અકીદાઓનો દુનિયામાં ફેલાવો થઈ રહયો હતો, ઉમ્મતના ઉલમા અને લેખકો તેની હેરાફેરીનો જવાબ રજૂ કરતા હતા, બન્ને બાજુએ વાદ–વિવાદનું યુદ્ધ છેડાયું હતું, હઝરત બિન્નોરી (રહ.)ને એહસાસ થયો કે આમ ઉપરછલ્લા પ્રયાસો આ ભારે ફિત્નાઓને ખત્મ કરવા માટે પુરતા નથી. તેના માટે તો એ વાતની જરૂરત છે કે, અનિષ્ટના આ તોતીંગ વૃક્ષનો જડમૂળથી નાશ કરવો પડશે. તેના માટે આપે પરવેઝી લિટરેચરનો સંગ્રહ કર્યો અને પરવેઝી કુફ્રીયાતને સવાલના રૂપમાં તૈયાર કરી જનાબ મુફતી વલી હસન સા. ટોંકી પાસે તેનો જવાબ લખાવ્યો અને પછી આ ફતવાને હિંદ-પાકના ઉલમા સામે રજૂ કર્યા. જેના પર પૂર્વ-પશ્ચિમ પાકિસ્તાનના તમામ દેવબંદી, બરેલ્વી, એહલે હદીષ અને શીયા ઉલમાએ સર્વસંમતિપૂર્વક ફૈસલો આપ્યો કે, જે માણસ આ માન્યતા-ઓનો પ્રચારક હોય, જે પરવેઝ સાહબની કિતાબોથી સંકલિત કરવામાં આવી છે, તેનો ઈસ્લામથી કોઈ સંબંધ નથી. આ રીતે ચૌધરી ગુલામ અહમદ પરવેઝને તેના હમનામ, હમવતન અને સહપંથી મિરઝા ગુલામ અહમદ કાદીયાનીનાં સાથે કુફ્રની ખીણમાં દફન કરી દેવામાં આવ્યો.

આ ફતવાને લગભગ એક હજાર ઉલમાની સંમતિસૂચક હસ્તાક્ષરની સાથે એક પુસ્તિકાના રૂપમાં પ્રગટ કર્યો. તેના પછી અરબી ભાષામાં એક પ્રશ્નનું સ્વરૂપ આપી આરબ દેશોનાં ઉલમાથી સંમતિ માંગી. હરમૈન શરીફૈન, સિરીયા

અને ઈજીપ્તના ઉલમાએ પણ પરવેઝના બેદીન હોવાનો ફત્વો આપ્યો. તો તેને "પરવેઝ વિશે ઉલમાનો સર્વસંમત ફતવો" (નવી આવૃત્તિ)ના નામે બીજા વખત પ્રગટ કરવામાં આવ્યો.

## જમાઅતે ઈસ્લામીના ઝિમ્મેદારોની સેવામાં :

મિસ્ટર ગુલામ અહમદ પરવેઝીના બાતિલ અકીદાઓને લઈ ઉમ્મતના બધા જ (શિયા-સુન્ની) વર્ગના આલિમોએ તેમને ઈસ્લામથી ખારિજ (કાફિર) હોવાનો ફત્વો આપ્યો છે. મિસ્ટર પરવેઝીના લખાણોમાં સૌથી વધુ અને ખરાબ રીતે જો કોઈને સંબોધીને લખાણ લખાયુ હોય, તો તે જનાબ મવદૂદી સા. છે. હમારી પાસે મિસ્ટર પરવેઝીના મેગેઝીન "તુલૂએ ઈસ્લામ"ના સંખ્યાબંધ હવાલાઓ છે. જેમાં તેમણે જનાબ મવદૂદી સા. ઉપર ખોટા આક્ષેપો તેમના લખાણોમાં કાપકૂપ અને હેરફેર કરી તેમના દૃષ્ટિકોણ-વિચારધારાની ઠેકડીઓ (મશ્કરી) ઉડાવી છે. અપશબ્દોની ભરમાર કરી છે.

**હવાલા :**

(૧) તુલૂએ ઈસ્લામ : ફેબ્રુ.૧૯૬૩, પેજ-૨૫ (૨) તુલૂએ ઈસ્લામ : પેજ-૪૬, ૧૯૭૦ (૩) તુલૂએ ઈસ્લામ : પેજ-૪૬ ૧૯૭૦માં લખે છે કે, "મવદૂદી ચળવળે પોતાનો દૃષ્ટિકોણ અને સંગઠનનો પ્રોગ્રામ યુરોપની ફાશિસ્ત નાઝી અને કોમ્યુનિસ્ટ પાર્ટીઓથી ઉછીનો લીધેલો છે." આગળ લખે છે કે, આ પાર્ટીઓની જેમ મવદૂદી સા.નો હેતુ પણ બીજાઓ પાસેથી સત્તા છીનવી લઈ પોતાનો કબ્જો જમાવવો હતો.

(૪) અલ્લામા ઈકબાલનો મુલ્લા વિશેનો જાવીદ નામાનો એક શેઅર છે, જેનો ભાવાર્થ એ છે કે દીને હક કુફ્રથી વધુ અપમાનિત છે. કારણ કે મુલ્લા મુસ્લિમોને કાફિર બનાવી રહ્યા છે. આ શેઅર વિશે મિસ્ટર પરવેઝીનું કહેવું છે કે, અલ્લામા ઈકબાલે આ શેઅરમાં જનાબ મવદૂદી સા.ને મુલ્લા તરીકે સંબોધ્યા છે. *(તુલૂએ ઈસ્લામ : પેજ-૧૦, એપ્રિલ ૧૯૫૩)*

(૫) તફસીરે મતાલિબુલ્ફુર્કાન પેજ-૩૨૯, ભાગ-૨માં પરવેઝી સા. મવદૂદી સા. ઉપર આક્ષેપ મૂકે છે કે, કુર્આન શરીફની એક આયત (સૂ.બકરહ)માં ગાયના વર્ણનમાં મવદૂદી સા.નું કહેવું છે કે, આ આયતમાં અલ્લાહપાકે બરાબર સ્પષ્ટીકરણ કર્યું નથી, આયત અસ્પષ્ટ છે. મિસ્ટર પરવેઝીએ તેનું શિર્ષક આ પ્રમાણે લગાડ્યું છે : "મવદૂદી સા.કા કુર્આન પર એઅતેરાઝ" અને મવદૂદી સા. ઉપર મીઠુ ભભરાવીને ખૂબ વરસ્યા છે.

(૬) તુલૂએ ઈસ્લામ : પેજ-૩૩, મે ૧૯૭૬માં લખે છે કે, મવદૂદી સા.ના પ્રોગ્રામને લઈ તેમની જમાઅત પાકિસ્તાનમાં ન ઉઠત તો આ દેશમાં ઈસ્લામી નિઝામ અર્થાત્ નબવી પધ્ધતિની હુકૂમત સ્થાપવાની ઘણી શક્યતાઓ હતી. (મતલબ મવદૂદી સા. અને જમાઅતે ઈસ્લામી એ ઈસ્લામી હુકૂમતની સ્થાપનામાં રૂકાવટ બન્યા.)

(૭) તુલૂએ ઈસ્લામ : પેજ-૧૨૬, ઓગષ્ટ ૧૯૬૪માં લખે છે કે, મવદૂદી સા. મૂંડીવાદી તાકતોના સૌથી મોટા મદદગાર છે.

(૮) તુલૂએ ઈસ્લામ : પેજ-૩૨, ડિસે.૧૯૭૬માં લખે છે કે, મારી સાથેની મવદૂદી સા.ની મુલાકાતોમાં જે મારા ઘરે થઈ હતી, મને મવદૂદી સા.માં ઘમંડના વાયરસની ઝલક નજર આવી હતી. પરંતુ મેં તેના તરફ ધ્યાન ન આપ્યું.

(૯) તુલૂએ ઈસ્લામ : પેજ-૬, જુન ૧૯૫૩, પેજ-૩૧, માર્ચ ૧૯૭૭માં લખે છે કે, હમે મવદૂદી સાહેબને ન આલિમ સમજીએ છીએ અને ન તો કોઈ મુફક્કિર. મવદૂદી સા. કુરૂઆની હકીકતોના કક્કા(અબ્જદ)થી પણ અજાણ છે.

(૧૦) તુલૂએ ઈસ્લામ : પેજ-૩૩, જુલાઈ ૧૯૫૯માં લખે છે કે, મવદૂદી સા.ના ખ્યાલ પ્રમાણે ઈકામતે દીન જેવા મહત્વના હેતુ માટે જૂઠ બોલવુ પણ જરૂરી થઈ જાય છે. આગળ લખે છે કે, આ પ્રમાણે જૂઠ બોલ્યા બાદ મવદૂદી સા. નફફટાઈથી કહે છે કે, આ જૂઠ હું મારા તરફથી નથી કહેતો, બલ્કે આ પ્રમાણે ઈસ્લામની તઅલીમ અને રસૂલુલ્લાહ (સલ.)નો અમલ છે. જેની હું પેરવી કરૂં છું.

*(તુલૂએ ઈસ્લામ : પેજ-૬, જાન્યુ.૧૯૬૮)*

(૧૧) તુલૂએ ઈસ્લામ : પેજ-૬૨, નવે.૧૯૭૬માં લખે છે કે, મવદૂદી સા. પરવેઝ સાહેબથી ડરતા હતા.

જનાબ મવદૂદી સાહેબ વિશે મિસ્ટર પરવેઝીના અમૂક લખાણોની હમે ફક્ત ઝલક બતાવી છે. જેમાં જમાઅતે ઈસ્લામીના બુન્યાદી હેતુઓ તથા દૃષ્ટિકોણ વિરૂદ્ધ લખાણો છે, કાપકૂપ છે, ટીકા-ટીપ્પણીની ગંદી ભાષા છે. મતલબ પરવેઝી સાહેબે મવદૂદી સા.નો વિરોધ કરવાને જીવન હેતુનો

એક હિસ્સો સમજ્યો હતો.

હવે જમાઅતે ઈસ્લામીની અમૂક મહત્વની જવાબદાર વ્યક્તિઓ પરવેઝી લખાણોના અમૂક ભાગો પોતાના મેગેઝીનોમાં ઉતારે છે તથા પરવેઝીઓને પ્રોત્સાહન આપે છે. તો ઉપરોક્ત લખાણોને આધારે આ વિરોધાભાસ સમજમાં આવતો નથી. આપ બન્નેવમાંથી કોને સાચા સમજો છો. જનાબ મવદૂદી સા. તો પરવેઝીને કાદયાની સાથે સરખાવે છે. *(હવાલો : તરજુમાનુલ કુરૂઆન, પેજ-૧૫૬, ડિસે.૧૯૬૧)* અને આપ લોકો પરવેઝી વિશે એટલા અજાણ છો કે, તેના અકીદાની પણ આપને ખબર નથી. જ્યારે કે જમાઅતે ઈસ્લામીના બાની સાથે ડાયરેકટ મિસ્ટર પરવેઝીની ૨૦-૨૫ વર્ષ સુધી પરચાબાઝી થઈ. તેમની વિરૂદ્ધ એલફેલ બકવાસ કરી વારંવાર તેમને છંછેડ્યા બલ્કે પડકાર્યા તથા જનાબ મવદૂદી સા. (૧૯૭૭) અને પરવેઝી (૧૯૮૫)ના ઈન્તેકાલને પણ લગભગ ૨૮ થી ૩૬ વર્ષ થઈ ગયા. અને પરવેઝી લિટરેચર છપાઈને ઈન્ટરનેટ ઉપર પણ આવી ગયું છે. માટે જો આપ જમાઅતે ઈસ્લામીથી સબંધ ધરાવતા હોય તો પછી પરવેઝીથી તમારો સબંધ સમજમાં આવતો નથી. અને જો આપને જાણકારી ન હતી, તો હવે પછી ઉપરોક્ત હવાલાનું વાંચન કરી પરવેઝીઓથી દૂર રહેશો એવી આશા છે. આપનું લખાણ તો પાકિસ્તાની જમાઅતે ઈસ્લામી બલ્કે જનાબ મવદૂદી સા.ની જેમ પરવેઝી ફિત્નાથી ઉમ્મતને જગાડનારૂ હોવુ જોઈએ.

# ઈસ્લામ પોતાની સાચી આકર્ષક શિક્ષાથી ફેલાયો છે

**ડો. સુરેન્દ્ર અજ્ઞાત** લખે છે કે, ઈસ્લામનો અર્થ તો છે "શાંતિ" અને "સ્વૈચ્છિક સમર્પણ". કોઈ લોખંડી તલવાર ચલાવનારો આ કામને ત્યાં સુધી અયોગ્ય કહે છે, જ્યાં સુધી તેના પાસે પ્રેમની તલવાર નથી હોતી. તેથી જ ડો. ઈકબાલ કહે છે કે, ઈસ્લામ જે શાંતિનો દ્યોતક છે, શાંતિ ફેલાવવા પણ માંગે છે અને શાંતિથી ફેલાય પણ છે. ઈસ્લામ જે આત્મસમર્પણની વાત કરે છે, તે તલવારથી પેદા થઈ શકતું નથી. હા, પ્રેમની તલવાર થઈ શકે છે. *(ક્રાંતિ, મે-૨૦૦૦)*

તેઓ આગળ લખે છે કે, ભારતમાં ઈસ્લામ પ્રથમ ઈસ્લામી સદીમાં જ આવી ગયો હતો. તે વેપારીઓની સાથે, જેઓ કેરાળા અને ગુજરાતના કિનારાઓ ઉપર વેપારી માલસામાન લઈને ઉતરતા હતા. જ્યારે કે ઉત્તર ભારતમાં ઈસ્લામ સૂફી-સંતોના માધ્યમથી લોકો સુધી પહોંચ્યો હતો. એ વાત પૂરા વિશ્વાસથી કહી શકાય છે કે, ઈસ્લામ મહમૂદ ગઝનવી, બાબર, અકબર, ઔરંગઝેબ અને નાદિરશાહથી નથી ફેલાયો. તેમની તલવારો સંભવતઃ એક વ્યક્તિને પણ ઈસ્લામ માટે જીતી શકી નથી. *(આખરી પયગમ્બર : પેજ-૧૪)*

